શ્રમજીવી સહાયક ગ્રંથમાળા પુષ્પ ૧

# મીઠાવેરો

યાને

## હિંદની પાયમાલીનિ કરુણકથા

પૂ. મહાત્માજીને હાથે
સબરસના શુકન

પ્રયોજક,
કિંમત ૦-૪-૦ કેશવલાલ ન૦ શાહ.

अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।

અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેર વેર સમી જાય છે.

પાતંજલયોગસૂત્ર.

---

# બે બોલ

મુસલમાન બાદશાહતનો સૌથી જુલમી વેરો જજિયા વેરો તે સામાન્ય ભાષામાં 'ટૈડિયા વેરો' એમ આપણને અંગ્રેજ ઇતિહાસકારો શીખવે છે. આ બોજો ૧૪ કે ૧૮ વરસના માણસ ઉપર એટલે કે માણસ કમાવા જેવડો થાય ત્યારે તેના પર પડતો. સરકારનો વેરો આ કરતાં પણ ખરાબ છે. કારણકે બાળક ખાતાં શીખે ત્યારથી તેના પર પડે છે અને તે મીઠા વેરો. તે આપણી પાસેથી રોકડો લેવાતો નથી એટલે તેની અમાનુષતા આપણને દેખાતી નથી. પણ આ પુસ્તકમાં પ્રગટ કરેલા લેખોના આંકડા અને હકીકત જોતાં તો ખાત્રી થાય છે કે તે ટૈડિયા વેરાથી પણ વધારે ભયંકર વેરો છે.

રામનારાયણ વિ૦ પાઠક

શ્રમજીવી સહાયક ગ્રંથમાળા પુષ્પ ૧

# મીઠાવેરો

યાને

## હિંદની પાયમાલીની કરુણ કથા

પ્રયોજક

**કેશવલાલ નગીનદાસ શાહ.**

પ્રકાશક,
એસ. જે. શાહ.
માદલપુર—અમદાવાદ.



સત્યાગ્રહ કુચ દિન
૧૨-૩-૧૯૩૦

આવૃત્તિ પહેલી
ફાલ્ગુન શુકલ દ્વાદશી ૧૯૮૬

પ્રત ૨૨૫૦

મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
મુદ્રણસ્થાનઃ 'વસંત મુદ્રણાલય'
ઘીકાંટા રોડ, સિવિલહૉસ્પિટલ સામે
અમદાવાદ

# મીઠાવેરો.

## (૧)

### કરનો સિદ્ધાન્ત

"કર સંબન્ધી સિદ્ધાન્તોના સામાન્ય નિયમ પ્રમાણે મીઠા પર કર નાંખવો એ તદન વ્યાજબી જ છે. કોઈ પણ દેશમાં આમવર્ગ પર સીધી રીતે કર નાંખી શકાતા જ નથી, જો આમવર્ગ પાસેથી રાજ્યના નિભાવ સારૂ પૈસા વસુલ કરવા જ હોય તો સર્વસામાન્ય ખોરાકની વસ્તુઓ પર કર નાંખીને જ લઇ શકાય. જો આવા કરો બહુ આકરા ન હોય તો સરકારને મોટી આમદાની થાય અને આમવર્ગને કરના બોજાનું કે કર ભરવાનુ ભાન પણ ભાગ્યે જ થાય હિંદુસ્તાનમાં મીઠા જેવી સર્વસામાન્ય ખોરાકની બીજી એક પણ વસ્તુ નથી કે જેના ઉપર કર નાંખી રાજ્ય પૈસા વસુલ કરી શકે. તેથી મારૂં એમ ચોક્કસ માનવું છે કે મીઠા પરનો કર રાજ્યની સાર્વજનિક આવકના વ્યાજબી અને અગત્યના સાધન તરીકે ગણવો જ જોઇએ, રાજ્યની એટલી ફરજ ખરી કે કર ભરવાની બીનતાકાતને લીધે પ્રજા તોબાહ પોકારે એટલો બધો ભારે એ કર ન રાખવો. આડકતરી રીતે અનેક વસ્તુઓ પર કર નાંખવામાં આવે છે, તે ભારે છે કે કેમ એ તે વસ્તુના ઉઠાવમાં વધઘટ કેટલી થઈ છે તે જાણ્યાથી સમજી શકાય."

**હિન્દી પ્રધાન ડયુક ઑફ આરગાઇલ**

વાતા વાયુ કે વહેતા પાણી ઉપર કોઇ સરકાર કર લેવા નીકળે તો આપણને ભારે નવાઇ લાગે, ને તેવી સરકાર પ્રત્યે આપણો પુણ્ય-પ્રકોપ જાગે; કારણ કે આજ સુધી ધરતીના પડ પર આપણે એવો કર જોયો કે સાંભળ્યો નથી. અંગ્રેજોએ હિંદુસ્તાનની પ્રજા ઉપર હવા ને પાણીના કર નથી નાંખ્યા તો તે એટલા માટે કે એ કર કેમ ઉઘરાવવા એની યોજના ઘડી આપનારો કોઇ હજી સુધી તેમનામાં જાગ્યો નથી. અંગ્રેજ સરકાર પ્રત્યેના દ્વેષને લીધે આ વચનો અમે નથી કહેતા જેને મીઠા ઉપર કર લેવાનુ સુઝે છે તેને હવા પાણી ઉપર કર લેવો સુઝે તો ભારે આશ્ચર્ય જેવું નથી જ. હીન્દી પ્રધાન ડયુક ઓફ આરગાઇલને હવાપાણી ન સુઝયાં એમાં તેમની બુદ્ધિનો વાંક નથો, તેમની અશક્તિનો વાંક છે.

## ધોરી નસોની શોધમાં

પરદેશી સરકાર હમેશાં પ્રજાશરીરની ધોરી નસો શોધતી ફરે છે અંગ્રેજ સરકારને હિંદુસ્તાનની એક પણ ધોરી નસ શોધવી બાકી રહી હોય એમ લાગતું નથી, તેમાંની છુપામાં છુપી નસ આ મીઠાના કરની છે.ધાવણાં બાળક સિવાય અને અલુણાવ્રત કરનાર કોઈ કન્યા સિવાય પ્રજાના એકે એક જણના પેટમાં આ કરનો પંજો પહોંચે છે. ગરીબને તેની ગરીબાઈ બચાવી શકતી નથી, તવંગરને તેનું ધન બચાવી શકતું નથી, બાળકને તેની બાલ્યાવસ્થા બચાવી શકતી નથી, તેમ વૃદ્ધને તેની વૃદ્ધાવસ્થા બચાવી શકતી નથી, સૌને માટે મીઠું એ ખોરાકનો એકસરખોજરુરી પદાર્થ છે, અને સૌને કોઇ પણ જાતના ભેદ વગર સરકારની તીજોરીમાં કર પહોંચાડવો પડે છે.

દેશી રાજ્યો પોતાના ખર્ચ માટે મીઠાની આમદાની ઉપર મોટા ભાગનો આધાર ન રાખતાં. અંગ્રેજી રાજ્યમાં જ આવકના એક મુખ્ય ઝરણુ રૂપે મીઠાનો વેરો ગણવા લાગ્યો.

આ કર એકવાર દાખલ થયા પછી તે કેવી રીતે વધ્યે ગયો પ્રજાની તન્દુરસ્તી ઉપર તેની કેવી અસર થઈ અને છેવટે એ કરને જ પરિણામે આ દેશમાં મ્હોટે ભાગે મીઠું બનતું બંધ થઈ અગરના ધન્ધા કરનાર સમુદ્રકિનારે વસનારા હજારો લોકો કેમ પાયમાલ થયા, તથા મીઠાનો મોટો ભાગ ૭ હજાર માઇલ દુરના દેશાવરથી કેવી રીતે આવતો થયો, એ બધી વિગતો સમજવા જેવી છે.

## શરૂઆત

બંગાળામાં ઇસ્ટઇન્ડીયા કમ્પનીના હાથમાં હજુ નવી નવી રાજસત્તા આવી હતી કમ્પનીના ગોરા ગુમાસ્તાઓ તો સોનાની ખાણ સમજીને જ હિંદુસ્તાનમાં આવતા. હવે તેમને રાજસત્તા રૂપી કોદાળી મળી, એટલે ખોદાય તેટલુ સોનું ખોદીને ઘર ભેગુ કરવું એ જ ધંધો તેમણે આદર્યો હતો. લોભને વશ થઇ તેઓ ખાનગી વેપારો ચલાવતા, તેમાં પોતાની અમલદારીની સત્તાનો ઉપયોગ કરી લેતા. લાંચરૂશ્વત પારાવાર ચાલતી તે વખતે બંગાળાનો ગવર્નર લોર્ડ કલાઇવ હતો. ગુમાસ્તાઓના વેપારથી કમ્પનીને ભારે ખોટ જતી હતી. વેપાર બધો કમ્પનીને નામે જ ચાલે એ તેની ઇચ્છા હતી. તેણે ગુમાસ્તાઓ પોતાની રીત સુધારે તેવી યુક્તિ શોધી કાઢી. તેણે જાહેર કર્યું કે કંપનીના અમલદારો જો આવી રીતે વર્તશે તો આટલા દુર પરદેશમાં અંગ્રેજોનું નામ બદનામ થશે. વળી નવી નવી હાથમાં આવેલી રાજસત્તાની પ્રતિષ્ટાને પણ તેથી ભારે હાની પહોંચશે. તેણે જોયું કે જ્યાં સુધી આ ગોરા સાહસિકો'નાં મ્હો ભરાય એટલા પગાર તેમને નહી મળે ત્યાં સુધી તેઓને ભેટ' ન લેવાના કે ખાનગી વેપાર ન કરવાના હુકમ કાઢવા એ મિથ્યા હતું પણ એ વધારાના પૈસા લાવવા કયાંથી? રૈયત ઉપર કર નાંખોને. આ રીતે મીઠા ઉપર કર લેવાનું શરૂ થયું.

હિંદુસ્તાનમાં ગરીબમાં ગરીબ માણસના મીઠામાં ભાગ પડાવીને અંગ્રેજી રાજસત્તાએ હિંદુસ્તાનમાં પોતાનો પાયો મજબુત કર્યો અને

અંગ્રેજનો મોભો આ દેશમાં જાળવી રાખ્યો અંગ્રેજોને હવે મોટા મોટા પગાર મળવા માંડયા. મોટા પગારોને લીધે ખરચાળ રહેણી કરણી રાખીને તેઓ હિંદુઓથી પોતાનું અતડાપણું યોજનાસર પાળી શકયા છે, જેને લીધે તેઓ પોતાને ઉંચાસમજે છે અને આ દેશના લોકોને હલકા સમજે છે હિંદુસ્તાનનુંજ લુણ ખાઇને તેમણે આ પ્રમાણે કાળાગોરાના દ્વેષને ધીમે ધીમે ઉછેર્યો છે.

(૨)

## વસુલાતની મુશ્કેલીઓ

મીઠા જેવી સર્વવ્યાપી ચીજ ઉપર કર ઉઘરાવવો કેમ, એ કંઈ સ્હેલી વાત નહોતી. લોકોને મીઠું બનાવવાની બન્ધી કરી મીઠાના અગરો પોતને કબજે કરી શકાય, અથવા મીઠાના અમુક માણસોને ઇજારા આપી દઈ શકાય ને ઈજારદારો પાસેથી જ સરળતા પૂર્વક કર વસુલ કરી શકાય, એ કલ્પના શરૂઆતમાં કોઇને સુઝી નહોતી, અને તે ન સૂઝે એ સ્વાભાવિક જ છે. આજે દાણાના ઈજારા આપવાની કલ્પના આપણને જેટલી અસ્વાભાવિક લાગે તેટલીજ અસ્વાભાવિક મીઠાના ઇજારાની કલ્પના તે વખતે હતી એટલે પ્રથમ તો દાણની પદ્ધતિથી મીઠાનો કર વસુલ કરવાનું નક્કી થયું.

### શરૂઆતનો દર

મીઠા ઉપરની પહેલવહેલી જકાતનો દર, દર બંગાળી મણે ( ૮૨ રતલ ઉપર ) ચાર રુપિયાનો ઠરાવવામાં આવ્યો; એટણે કે એક રુપિયાની કિમ્મતના મીઠા ઉપર ચાર રૂપિઆ જકાત ચડી. આટલો ભારે દર રાખ્યા વગર છુટકો નહોતો. મીઠા જેવી ચીજ ઉપર જકાત વસુલ કરવી એટલે દરવાજે દરવાજે ને નાકે નાકે જકાતનાં નાકાં બેસાડવાં પડયાં. ત્યાં માણસો મુકવાં પડયાં એ બધાં જકાતખાતાંનો ખર્ચ જતાં જકાતમાંથી પેલા અંગ્રેજ અમલદારોનાં ખીસાં ભરાય તેટલુ તો બચા-

વવું જ જોઇએ જકાતનો દર આટલો આકરો ન રાખે તો તે કેમ પોસાય ?

**મીઠા ઉપર જકાત નાંખવાનું અને તે આટલી બધી આકરી** નાંખવાનું કારણ આપણે તપાસ્યું. પણ સરકારે કયું કારણ બતાવ્યું છે તે પણ જાણવું જોઇયે. તેણે તો તેની 'લોકકલ્યાણ'ની ચાવી એ જૂના જમાનાથી જ ફેરવવી શરૂ કરેલી છે.

## લોકકલ્યાણને ખાતર !

આજ સુધી અનેક ઝીણી ઝીણી ચીજો ઉપર દાણ લેવાનો રીવાજ છે; દાણ વસુલ કરવા માટે ઠેકાણે ઠેકાણે પ્રજાને ભારે તકલીફમાં ઉતારવી પડે છે; એક હદમાંથી બીજી હદમાં જતાં આવતાં લોકોનાં બચકાંપોટકાં છોડાવવાં પડે છે ને તેમને ખોટી કરવા પડે છે; મુસાફરોને અને વેપારીઓને આ કનડગતથી ઉગારી લેવા સારૂ બધી ઝીણી ઝીણી ચીજોનાં દાણ જતાં કરી માત્ર એક મીઠા ઉપર જ દાણ લેવાનું અમે ઠરાવ્યું છે; બીજી બધી ચીજોના દાણ જેટલી રકમ મીઠાના દાણમાંથી સરકારને મળવી જોઇયે, માટે તેનું દાણ સહેજ વધારેપડતું દેખાય છે, પણ પ્રજાને એકંદરે વધારે આપવું નથી પડતું,—આવી કંઇક દલીલોથી સરકારે મીઠાની જકાત પ્રજાને માથે મારી.

## ૪ના ૪૦ લાખ

આમાં સરકારે પોતાની અનેક ચીજોનાં દાણ ઉઘરાવવાની તકલીફ ઘટાડી ખરી, પણ તેમાં લોકના કલ્યાણ કરતાં તેમને તો ઉલટું નુકશાન જ થયું છે. અનેક ઝીણી ઝીણી ચીજો ઉપર પ્રથમ દાણ લેવાતું તે ચીજો કંઇ ગરીબમાં ગરીબ પ્રજા વાપરતી નહોતી; જ્યારે મીઠું એ તો ભીખારીને પણ જોઇયે. એટલે જે કર કેવળ અમુક સારી સ્થિતિના લોકો ઉપર જ પહેલાં પડતો, તે હવે ગરીબોના ઉપર પણ પડયો. સરકારી તીજોરીને નુકશાન ન પહોંચ્યું એ ખરૂં, પણ પ્રજાના

ઘરમાં તો સરકારે બકરી કાઢીને ઉંટ પેસાડયું. વળી પેલી પરચુરણ ચીજોના દાણમાંથી સરકારને ૪ લાખ પાઉંડની ઉપર થતી તેને ઠેકાણે વખત જતાં મીઠામાંથી ૪૦ લાખ પાઉંડ પાકવા લાગ્યા.

## નીતિ ઉપર અસર

આ નવો જ અને કચડી નાંખનારો કર માથે આવી પડેલો જોઈ પ્રજા ત્રાસી ઉઠી. ગરીબ લોકોએ—અને કયાંક કયાંક કોઇ વેપારીઓએ પણ—દાણચોરી પણ કરવા માંડી હશે. સરકારે પણ તેને અટકાવવા માટે ત્રાસ વરતાવી દીધો. લોકોની અંદર તે જમાનામાં રાજ્યની સાથે સીધી લડત લડી લેવાની વૃત્તિ કયાંથી હોય? તેઓના મનમાં તો હજુ બાદશાહો અને નવાબોના અમલનું જ વાતાવરણ હતું. બાદશાહો ને નવાબો ચાહે તેટલા હલકા બન્યા હશે, પણ ગરીબમાં ગરીબ ઘરમાંથી યે કેમ ચૂસાય એવો વિચાર કરવા જેટલા હલકા કદાપિ નહિ થયેલા. તેમના અમલમાં રહેલી પ્રજા આ નવા વેપારી રાજ્યમંડળની બદદાનત એકદમ સમજી ન જ શકે. દિલ્હીથી કોઈ કોઇ વાર આવતાં લશ્કરોને કુદરતી આફત માનીને પ્રજા જેમ તેને ખમી લેતી તેમ આ દાણના દુઃખને તેણે એક કુદરતી આફત ગણી લીધી.

વખત જતાં દાણચોરીઓ વધ્યે જ ગઈ અને સરકારનો ત્રાસ પણ વધતો જ રહ્યો. આ દેશની શાન્તિપ્રિય પ્રજા એકાએક પલટાઈ ગઈ અને વરસોવરસ ૧૮ થી ૨૦ હજાર લોકો મીઠાના ચોર બની કોરટે ઘસડાવા લાગ્યા. છેવટે સ્થિતિ એવી બની ગઇ કે હિન્દુસ્તાનના વાઇસરૉય લૉર્ડ ઑકલૅન્ડને તેના ઉપર ગંભીરપણે વિચાર કરતા થઇ જવું પડયું.

## એક વાઈસરૉયની ચિન્તા

રૉબર્ટ બર્ડ નામના અમલદારે હિન્દના ન્યાયખાતામાં અને રેવન્યુ ખાતામાં ૩૦ વર્ષનો અનુભવ મેળવ્યો હતો. લૉર્ડ ઑકલૅન્ડ તેને મળ્યા ને તે વખતની સ્થિતિ વિષે ચર્ચા કરતાં બોલ્યા કે:

"હમણાં હમણાં પ્રજા તરફથી બૂમ સંભળાય છે કે મીઠા પરનો કર ભારે કચડી નાંખનારો છે. ઝનાનાની પાલખીઓની પણ એક હદમાંથી બીજી હદમાં જતાં જડતી લેવામાં આવે છે. આને લીધે પ્રજામાં હાહાકાર વર્તી રહ્યો છે અને સરકારની પત જવા બેઠી છે. આ સ્થિતિ વિષે તમે શું ધારો છો?"

રૉબર્ટ બર્ડે ખુલાસો આપતાં કહ્યું કે:

"મીઠા ઉપર ૩૦૦ ટકા કર નાંખવો એ બેહદ ભારે અને ઘાતકી છે, એ સાવ સાચું છે; પણ પાલખીઓની જડતી સબન્ધે મારે ખુલાસો આપ્યા વગર નહિ ચાલે, કે જો પાલખીઓની જડતી લેવામાં આવી ન હોત તો પશ્ચિમ પ્રાન્તોમાં સુમાર વગરની બીબીઓ ઉતરી આવત અને દરેક પાલખી મીઠાથી છલોછલ ભરાઈને પસાર થઈ જાત !"

## કસ્ટમ લાઈન

પણ બીબીઓને હેરાન કર્યા છતાંયે મીઠાની જકાત ઉઘરાવવાનું કામ સહેલું થાય તેમ નહોતું. રજપૂતાનામાં સાંભર તળાવમાં ખૂબ મીઠું પાકતું. પંજાબનાં કોહાટની મીઠાની ખાણો હતી. મુંબઈ ઇલાકાના સમુદ્રકાંઠા ઉપર અને મદ્રાસના કાંઠા ઉપર મીઠાના મોટા અગર હતા. કચ્છના રણમાં અને સિન્ધુ નદીના મુખ આગળ પાર વિનાનું મીઠું પાકતું. વળી જકાતના દરમાં પણ જુદાં જુદાં કારણોસર તફાવત રાખવો પડ્યો હતો. મદ્રાસ અને મુંબઈ ઇલાકામાં ફક્ત દર મણે રૂ૦ ૧॥। જકાત હતી. બંગાળ અને સંયુક્ત પ્રાંતમાં રૂા. ૩ નો દર હતો. આથી કુદરતી રીતે મુંબઇ મદ્રાસનું મીઠું બંગાળ અને સંયુક્ત પ્રાંત તરફ ખેંચાઇ આવતું. તે અટકાવવા સારૂ સંયુક્ત પ્રાંત અને બંગાળની આખી સરહદ જકાતની છાપરીઓની હારનીહાર ઉભી કરીને સંભાળવી પડતી હતી. આ કસ્ટમ લાઈનની લંબાઇ ૨૫૦૦૦ માઇલની હતી. અને તે પેશાવર પાસે ઠેઠ અટકથી માંડીને બંગાળના

સાંબલપુર પરગણા સુધી પહોંચતી હતી. આ લાઇનમાં થોડે થોડે અંતરે રસ્તા આડી ભીંતો અને વાડો બાંધેલી હતી કે ખાઇઓ ખોદી રાખી હતી. ૧૩૦૦૦ માણસો આ આખી લાઇનના મીઠાના અવર-જવરની તપાસ રાખવા સારૂ રોકવામાં આવ્યા હતા.

મીઠા જેવી એક મામુલી ચીજની જકાત ઉઘરાવવા આવડી મોટી ચીની દીવાલ કરવી પડે એ સોના કરતાં ઘડામણ મોંઘા જેવું નહિ થતું હોય ? તેમ ન થાય એની ખબરદારી અંગ્રેજોએ રાખી જ હતી. જકાત ઉઘરાવવાનો આ બધો ગંજાવર ખર્ચ મીઠા ઉપર જ ચડાવી દેવામાં આવતો, અને પછી એ રીતે બનેલા મોંઘા ભાવના મીઠા ઉપર જકાત ગણવામાં આવતી !

## પરિણામ—નવું ઝરણ

આવું એક જકાતખાતું ચાલતું હોય એ લાંચરૂશ્વતને પોષનારૂં એક ખાબોચીયું જ બને એમાં શો શોક ? લાંચ ખાવાના લોભમાં તેઓ આવનાર જનારને ભારે ખંતની સાથે કનડગત કરતા. પ્રજાની અને આ જકાતદારોની વચ્ચે ન્યાય–અન્યાયના પ્રસંગો તો કુદરતી રીતે બને જ, પણ જકાત ઉઘરાવવાનું આ અઘરૂં કામ વધારે અઘરૂં ન બને તે સારૂ જકાતદારોને જ ન્યાય–અન્યાયનો નિર્ણય કરવાની સત્તા આપવામાં આવી હતી ! લૉર્ડ ક્લાઇવ કમ્પનીના નોક-રોનો લોભ મારી નાંખવા ગયો. પણ એ લોભ તો ઉલટો અધિક પોષાયો. લાભ એટલો જ થયો કે આવકનું એક નવું ઝરણ તેણે શોધી કાઢ્યું.

## કાયમી સિક્કો

લૉર્ડ ક્લાઇવે મીઠાનો કર કાયમી તરીકે કદાચ કલ્પ્યો નહિ જ હોય. તેને તો પેલા ગોરા નોકરોના લોભને જ્યાંત્યાં સંતોષી કમ્પની સરકારને મક્કમ કરવી હતી, પણ પ્રજાની ભારે ખફામરજીને જોખમે એક વાર શરૂ થઈ ગયેલી આવકને પાછી બંધ કરી નાંખવાનો વિચાર

કરે એવા અંગ્રેજો ભોળા કોઇ દિવસ નહોતા. લોડ કૉર્નવૉલિસ હિન્દુસ્તાનનો ગવર્નર જનરલ થઇને આવ્યો ને તેણે મીઠાના કર ઉપર કાયમી સિક્કો મારી દીધો. એટલે હવે આખો કર કાઢી નાંખવાનો તો સવાલ જ નહોતો. તેને ઉઘરાવવાનું કામ કેમ સરળ થાય એ જ પ્રશ્ન રહ્યો હતો.

## છેવટે રીત જડી

જકાત વસુલ કરવાની પેલી કઢંગી પદ્ધતિ છેવટે લોર્ડ મેયોએ કાઢી નાંખી. ૧૮૭૦માં તેણે સાંભર તળાવ ગીરો લઈ લીધું ત્યાર પછી લોર્ડ લિટને રજપુતાનાની મીઠું પકવવાની બીજી જગ્યાઓ હતી તે પણ ખરીદી લીધી.

કિનારાઓ ઉપર પણ સરકાર તરફથી જ મીઠાનાં કારખાનાં ચાલતાં થયાં. મુબઇમાં જે અગરો ખાનગી આસામીઓ તરફથી ચાલતાં તેના ઉપર સરકારે અંકુશ મુકયો હવે તો આ કારખાનાંઓમાંથી મીઠું વેચવા નીકળે તો તેના ઉપર નકકી કરેલો કર ચડયા પછી જ નીકળતું આમ આ પદ્ધતિથી સરકારને પેલી ૨૫૦૦ માઇલની દીવાલ વગર જ ઘેર બેઠાં આવક મળવા લાગી અને લોકોને પણ પોટલાં વીખાવવાનો ત્રાસ મટયો.

આ પદ્ધતિ અમલમાં આવતાં અંગ્રેજી રાજ્યની વસ્તીને હાશ વળી તેમને તો મીઠાની કિંમત પહેલાં હતી તેટલી જ હમણાં પણ રહી પણ રજપૂતાનાનાં દેશી રાજ્યોની પ્રજા આજ સુધી પાણીને મૂલે મીઠું વાપરતી મીઠાનાં બધાં ઠેકાણાં અંગ્રેજના હાથમાં ગયાં ને અચાનક પઇને ઠેકાણે તેમને એક આનો કાઢવો પડવા લાગ્યો! લૉર્ડ કલાઇવના વખતમાં અંગ્રેજી રાજ્યની વસ્તીની જે સ્થિતિ થઇ હતી તે હવે લૉર્ડ મેયોએ દેશી રાજ્યના લોકોની કરી.

એક પ્રાન્તનું મીઠું બીજા પ્રાન્તમાં લઇ જવાની કોઇને લાલચ ન રહે એટલા સારૂ આખા દેશમાં મીઠાની જકાત સરખી જ કરી

નાંખવામાં આવી બંગાળા મદ્રાસ તેમજ મુંબઈમાં બધે જ દર મણે અઢી રૂપીયા જકાત રાખવામાં આવી.

આ દરમાં આઠ આના ઓછા કરીને ૧૮૮૨માં દર મણે બે રૂપીયા કરવાંમાં આવ્યા. પણ ચાર વરસમાં તો પાછો સરકારને કઠણ વખત આવી લાગ્યો દુકાળ ઘણા પડયા; સરહદ ઉપર લડાઇઓમાં ઉતરવું પડયું આથી રૂ૦ ૨ ના પાછા રૂ૦ ૨।। કરવા પડયા.

## (૩)

## ગોખલેજીની લડત

પોતાની બધી જાતની ખોટ મીઠાના કરમાંથી પૂરી કરવાનો જાણે પોતાને હક્ક હોય એમ સરકાર માનતી થઈ ગઇ હતી. મીઠા પર કર લેવો એ જ તેના હક્કની બહારની વાત છે એ વાત એને હજુ સુધી કોઇ મનાવી શકયુ ન હતું. છેવટે લોર્ડ કર્ઝનના વખતમાં સ્વ૦ ગોખલેજી વડી ધારાસભામાં ગયા અને ત્યાં મીઠાના કર સામે ઝુબેશ ચલાવી તેમણે પુરવાર કર્યું કે બીજા કોઇ પણ દેશના કરતાં હિન્દમાં મીઠાનો કર બહુ ભારે છે.

સરકારપક્ષ તરફથી ચે દલીલ મુકવામાં આવી, પણ ગોખલે-જીએ એ આંકડાઓની જાળને સરળ કરી બતાવી આખી સાલની પોતાની કમાણીમાંથી બીજા દેશનો વતની વરસ દહાડાના મીઠા પાછળ પોતાના કેટલા રોજ ખરચે છે એ આંકડા તેમણે કાઢી બતાવ્યા

| દેશ | વાર્ષીક આવક | મીઠાનું ખર્ચ |
|---|---|---|
| ફ્રાન્સ | ૨૫ પાઉંડ | ૦।। દિવસની રોજી |
| જર્મની | ૧૮ ” | ૧ ” |
| નેધરલૅન્ડ | ૨૬ ” | ૧/૩ |
| હિન્દુસ્તાન | ૨ ” | ૨ ” |

આ ઉપરથી જોઇ શકાય છે કે હિન્દુસ્તાનની વાર્ષિક આવક જોતાં તે બધા દેસો કરતાં ગરીબ છે. અહીના મીઠાની કિંમત દેખા

વમાં બીજા દેશો જેટલી જ હશે, પણ આ દેશની ગરીબ પ્રજાને તો તેને માટે પોતાના પૂરા બે દિવસ આપવા પડે છે ગરીબનું મીઠું ને ગરીબનું અનાજ તો તેની ગરીબાઇના પ્રમાણમાં સસ્તું રહેવું જ જોઇએ.

## લડતનું પરિણામ.

ગોખલેજીની લડતને પરીણામે ૧૯૦૩માં મીઠાનો કર ઘટીને રૂ૦ ૨ નો થયો, ૧૯૦૫માં રૂ૦ ૧ાા નો થયો અને ૧૯૦૭માં રૂ૦ ૧ નો થયો.

૧૯૧૬માં પાછો રૂ. ૧ નો રૂ. ૧ા કરવામાં આવ્યો મહાયુદ્ધને પરીણામે ખર્ચ વધ્યો એટલે હિન્દુસ્તાનની નિમક ખાનારી નિમકહલાલ પ્રજાએ તેમાં થોડો હિસ્સો તો આપવો જ જોઇયે ને ?

## લડત પર પાણી

સવા રૂપીયાના પાછા અઢી રૂપીયા હમણાં જ થતા થતા રહી ગયા; એ ગયા વર્ષની જ વાત છે. રાજ્યનાં ખર્ચ કેમ વધ્યે જાય છે, વરસોવરસ તુટ કેમ પડયે જાય છે, તેનો વિચાર કોઇ નાણાંખાતાના મંત્રીને સુઝતો નથી, પણ જરા તુટ પડી કે પહેલો વિચાર તેને મીઠાનો આવે છે. લૉર્ડ રીપન જેવા ઉદાર વાઇસરોયને પણ મીઠાનો કર નિર્દોષ લાગ્યો હતો. અને જ્યારે સરકાર નાણાંની ભીડમાં હોય ત્યારે આ ચીજમાથી ભીડ ભાંગી શકાય એમ તે પણ કહી ગયો છે, આજે તો ગોખલેજી જેવાના પ્રયત્નોથી એ માન્યતા જુઠી ઠરી ચૂકી છે. પણ સ્વાર્થ આગળ સરકાર એ બધું સ્હેલાઇથી ભૂલી જાય છે અને પાછી એની એ જ જૂની માન્યતા નજરમાં રાખીને મીઠાનો કર વધારવાનો વિચાર કરે છે.

## (૪)
## મોટું આશ્ચર્ય

જે દેશની ત્રણ બાજુએ લાંબા લાંબા સમુદ્રકિનારાઓ છે અને જેમાં ખારા પાણીનાં મોટાં સરોવરો અને મીઠાની ખાણો છે તે દેશના લોકોને પરદેશી મીઠું ખાવું પડે એથી મોટું આશ્ચર્ય કયું હોઇ શકે? કપાસની વિશાળ ખેતી છતાં પરદેશી કપડાં ઉપર આધાર રાખવામાં આવે છે એની સાથે જ મીઠાની બાબતની આપણી દુર્દશાને સરખાવી શકાય તેમ છે,

## પરદેશીઓને લલચાવનારાં સાધન

એટલે બધે દુરથી આવતું મીઠું આપણે ત્યાં કેમ પરવડે એ પ્રશ્ન છે, આપણે ત્યાં જકાત દાખલ થઇ મીઠાનો અંકુશ સરકારના હાથમાં ગયો ને મીઠાના ભાવ વધ્યા. એ વિલાયતના મીઠું બનાવનારાઓને લલચાવનારૂં સાધન થઇ પડયું.૫૬ મણના ટનના વિલાયતમાં તે વખતે રૂા. ૨૨ ઉપજતા, જ્યારે હિન્દુસ્તાનમાં તેટલા જ મીઠાની બજાર કિંમત રૂા૦ ૧૮૦ ઉપજતી!

આમ વિલાયતનું મીઠું હિન્દુસ્તાન જેટલા દૂર દેશમાં આવ્યા પછી પણ હિન્દુસ્તાનના બજારમાં હિન્દી સરકારની ૧૦૫ રૂપીયાની ભારે જકાત ભરવા છતાં, વિલાયતના વેપારીઓ પૂરતી કમાણી કરી શકે એવા અહીંના બજારભાવ હતા. અહીં એક વાત, જે વિલાયતી વેપારીઓના લાભની હતી. તેની નોંધ લેવી ઘટે છે. આગબોટોના તળીયાના ભંડારમાં સમતોલપણું જાળવવા ખાતર વજન ભરવું પડે છે. સાધારણ રીતે રેતીના કોથળા કે પત્થર જેવું ભરવામાં આવે છે. એને ઠેકાણે વિલાયતના વેપારીઓનું મીઠું ભરીને આગબોટો હિન્દુસ્તાનમાં આવવા લાગી, અને અલબત્ત તેથી તે લોકોને તદ્દન નામનું જ નૂર ભરવું પડતું. આ રીતે ખરચની એ એક જબરી રકમ તેમને બચી જતી. આ બધું ખર્ચ જતાં તેમનું મીઠું અહીં વેચવું પરવડી શકે એવા બધા દર ઠરાવવામાં આવ્યા

હતા. સરખા ભાવે કે જરા મોઘું મળે ત્યાં સુધી દેશી મેલા દેખાતા મીઠા કરતાં વિલાયતી સ્વચ્છ મીઠું જ લોકોને વધારે પસંદ પડતું.

## બંગાળાની પહેલ.

બંગાળામાં અંગ્રેજોનું પ્રથમ રાજ્ય થયું. તે પ્રાંતમાં તેમણે જેમ પરદેશી કાપડ પ્રથમ દાખલ કર્યું. તેમ પરદેશી મીઠું પણ પ્રથમ ત્યાં જ દાખલ કર્યું દેશી કાપડની પેઠે ત્યાં તેમણે દેશી મીઠાનો પ્રયત્નપૂર્વક નાશ કર્યો દેખાય છે. બંગાળાના ઉપ-સાગરને કિનારે મીઠું પાકતું તે અંગ્રેજ સરકારે તદ્દન બંધ કરી દીધું. અલબત્ત તેનાં કારણો તો તેણે બતાવ્યાં છે જ. બ્રહ્મપુત્રા અને ગંગા જેવી મહાન નદીઓનાં પ્રચંડ પૂરની સાથે વહેતા કાદવથી એ કિનારો બધો પૂરાઇ ગયો છે; વળી એ કિનારાની હવામાં પણ બહુ ભેજ છે, એટલે મીઠું પકવવાને એ કિનારો નાલાયક બની ગયો છે!

આ કારણો હોય, કે આ મહાનદોનાં નિરંતર વહેતાં પાણીથી ઉપસાગરનાં પાણી પાતળાં થઇ ગયાં હોય, પરન્તુ બંગાળાના પહેલા લેં૦ ગવર્નરના એક પત્રમાં તો ખરી વાત શી છે તે જોઇ શકાય છે.

"બંગાળામાં મીઠાના વેચાણભાવ ગરીબોને કચડી નાંખે એવા છે. મીઠું બનાવવાની કુલ સત્તા સરકારે પોતાના હાથમાં રાખી છે. બનાવવાની પદ્ધતિ ખરચાળ રહી, તેમનું ખાતું લાંચીયું રહ્યું, એટલે કુદરતી રીતે તેમનું બનાવેલું મીઠું મોઘું જ પડે છે. મારૂં દ્રઢ માનવું છે કે જો સરકાર મીઠાનો ઇજારો છોડી દે અને હિન્દુ-સ્તાનની પ્રજાને પોતાનું મીઠું બનાવી લેવાની છૂટ આપે તો લોકોને અહીંનું મીઠું અત્યંત સસ્તું પડે અને વિલાયતી મીઠાનો ગાંગડો પણ બંગાળામાં આવી ન શકે."

પણ એ અત્યંત જરુરી કર એક લેં૦ ગવર્નરની સૂચનાથી સરકાર જતો કરે તેમ નહોતી.

## પૂરી પરવસતા.

૧૭૮૦ થી ૧૮૮૦ સુધીની મુદ્દતમાં તો મીઠાના ક્ષેત્રરૂપ આખું બંગાળ ચેશાયર ને લિવરપૂલના મીઠા પર નભતું થઇ ગયું. ઉપરની હકીકત જાણ્યા પછી આમાં કશું આશ્ચર્ય રહ્યું નથી. પ્રથમ તો સ્વાર્થને વશ થઈને સરકારે બધાં ખાનગી અગર બંધ કર્યાં, પોતાના અંકુશ નીચે મોંઘાં અગર કાઢયાં, રૈયતને ભારે ભાવથી ચીરી નાંખી અને અગરવાળા અનેક લોકોનો રોજગાર તોડી તેમને ઠામઠામ રખડતા કર્યા.

આ પછી કેટલેક વર્ષે સરકારને આ બધો વહેવાર બોજા રૂપ થઇ પડયો. તેણે કંટાળીને મીઠાનો ધંધો છોડી દીધો. લોકોએ હવે મીઠું લાવવું કયાંથી? જુના ધંધાદારીઓ તો બીચારા બીજે ધંધે વળગી ગયા હતા; પણ વિલાયતના મીઠાવાળાઓ તો તૈયાર હતા જ સરકારના સ્વાર્થથી અને તેની ભૂલથી બંગાલાની પ્રજા—અને તેથી હિન્દુસ્તાનની પ્રજા—પરદેશી મીઠાને પરવશ થઇ ગઈ. સરકારને પોતાને તો એનું એ જ હતું. લોકો મીઠું છોડી ન દે ત્યાં સુધી તે દેશી ખાય, કે પરદેશી, ખાનગી ખાય કે સરકારી સરકારની તિજોરીમાં તો તેનો ભાગ પહોંચવાનો જ.

### (૫)

## વિલાયતી વેપારીઓના પ્રયત્ન

અહીંની બજારમાં હરીફાઇમાં ઉતરી શકાય તેટલા સારૂ વિલાયતના વેપારીઓએ ભારે પ્રયત્ન કર્યા છે. વિલાયતમાં જ્યાં જ્યાં મીઠું બનતું તે બધા ઠેકાણાના વેપારીઓએ પોતાનું એક મંડળ કર્યું ને તે મંડળ તરફથી જકાત કાઢી નાંખવા સારૂ સરકારને અરજીઓ કરી. તેમની દલીલો જાણવા જેવી હોવાથી કેટલીક અહીં આપી છે.

માન્ચેસ્ટરના વેપારીઓ—

"હિન્દની મોટી વસ્તીને સારૂ ચોખ્ખું મીઠું નિયમિત જથ્થામાં વ્યાજબી ભાવે પહોંચાડવું ઘણું જ જરૂરનું છે. હિન્દમાં

આયાત થતા મીઠા પર દર ટને ૭ પાઉંડની એટલે ૨૦૦ ટકા જેટલી જકાત નાંખવી તે હિન્દુસ્તાનને કચરી નાંખનાર ગણવી જોઇએ.

વૂસ્ટરના વેપારીઓ—

વૂસ્ટરશાયર પરગણામાં મીઠું પકવવાનાં બહોળાં સાધનો છે, પણ તે ઉપયોગમાં લેવામાં આવતાં નથી; કારણ કે હિન્દનાં બંદરો વિલાયતના મીઠા માટે બંધ કર્યાં જેવાં જ છે. કોઇપણ સુધરેલી, ન્યાયી અને દયાળુ સરકારે મીઠા પર કોઇ જાતનાં બંધન નાંખવાં ન જોઇએ. પણ કંપનીએ મીઠાના વેપારની કુલ મુખત્યારી પોતાના જ હાથમાં રાખી છે અને પોતાને આપવામાં આવેલી સત્તાનો ભયંકર રીતે દુરૂપયોગ કર્યો છે.

બ્રિસ્ટલના વેપારીઓ—

ઇંગ્લંડમાં ૨૨ રૂપીયે ટનના ભાવે મીઠું મળે છે, અને હિન્દમાં ૧૮૦ રૂપીયે ટનના ભાવે મીઠું વેચાય છે. ઇંગ્લંડમાં જો જરૂર જણાય તો મીઠા પરનો કર કાઢી નાંખવાનો વિચાર ચાલે છે. હિન્દના લોકો કે જે કંગાલ હાલતમાં છે, જેને ખાવાના પણ સાંસા છે તેમના પર મીઠાનો કર નાખવાથી હિન્દી પ્રજાની સુખાકારી બગડયા વિના રહેશે નહિ, અને ઘણા હિન્દીઓ રોગના ભોગ થઇ પડશે.

નોર્વિચના વેપારીઓ—

"હિન્દમાં દર વરસે ૮ લાખ ટન મીઠું ખપે છે. તેમાંથી અત્યારે ૫૦ હજાર ટન જ દર વરસે વિલાયતથી હિન્દ જાય છે. એકલા ચેસ્ટરના કારખાનામાં ૬ લાખ ટન દર વર્ષે પેદા થઇ શકે તેમ છે. અહીંના કારખાનામાં ૫૦૦૦ માણસોને રોજી મળે છે. જો કંપની જકાતના દર નહિ ઘટાડે તો અમારો વેપાર મંદ થઇ જશે અને કેટલાક લોકો કામ વગરના ટળવળશે."

લિવરપૂલના વેપારીઓ—

"બ્રિટીશ લોકોની પેઠે જ હિન્દીઓના સુખની ચિંતા રાખવી એ સરકારની પવિત્ર ફરજ છે. અને ન્યાય તથા જનકલ્યાણની દૃષ્ટિએ પણ સરકારે મીઠા પરનો જુલમી અને ઘાતકી કર રદ કરી કરોડો ગરીબ હિન્દીઓની આંતરડી દુભાવવાના પાપમાંથી મુક્ત થવું ઘટે છે. મીઠા પરનો કર દૂર થવાથી બ્રિટીશ ઉદ્યોગ ધંધાનો પણ વિકાશ થશે અને વિલાયતી કાપડ અને બીજી વસ્તુઓની માગ પરદેશોમાં વધશે."

લોર્ડ ડલહાઉસીને તો કંઇ ઈંગ્લંડ કરતાં હિન્દુસ્તાન વધારે વહાલો હતો એમ નથી જ. વિલાયતના વેપારીઓની દલીલોને તેણે રદીયો આપ્યો છે. તેણે હિન્દમાં પાકતા મીઠાની તરફેણદારી કરી દલીલ કરી છે કે જો કોઇને જકાતમાં કંઇ સવલત આપવા જેવું હોય તો તે દેશીઓનેજ હોઇ શકે. તેના શબ્દો આ પ્રમાણે છે:

"અત્યારે મીઠા ઉપર જે પદ્ધતિએ કર ઉઘરાવવામાં આવે છે તેમાં વિલાયતના વેપારીઓને કશો અન્યાય થતો જ નથી. ઉલટો અન્યાય તો મીઠું પકવનાર ને મીઠાનો વેપાર કરનાર દેશી લોકો ઉપરજ દહાડે દહાડે વરસતો જાય છે.

આ પદ્ધતિનું પરિણામ એ આવ્યું છે કે પરદેશી મીઠું દેશી મીઠા સાથે હરિફાઇ કરી શકે છે અને બજારમાંથી દેશી મીઠાનો ઉઠાવ ઘટતો જાય છે. પોતાને પરવડે તે ભાવે મીઠું વેચવાની છૂટ જો દેશી લોકોને હોય તો દેશી મીઠું પરદેશી મીઠાના બજારમાં સહેલાઇથી ટક્કર ઝીલી શકે તેમ છે.

સરકારે ભૂતકાળમાં ભયંકર ભૂલ કરી છે એ આરોપ પૂરવાર ન થાય એટલા ખાતર હડહડતો અન્યાય તે દૂર ન કરે તો તેથી સરકાર પ્રજા સમક્ષ જેટલી તુચ્છ દેખાશે તેના કરતાં ભૂલ કબુલ કરવામાં સરકારને ઓછું લાંછન—ઓછી ભોંઠપ લાગશે.

બીજી વસ્તુઓ આયાત થાય છે તેના કરતાં પરદેશી આયાત થતા મીઠા પર વધુ પક્ષપાત બતાવવામાં આવે છે તેથી મીઠાની કિંમતમાં ઘટાડો થવા છતાં કદાચ હિન્દી નીમક વિલાયતી નીમકની હરીફાઇમાં ન ટકે તો એવે વખતે સરકારે આ મહત્ત્વના પ્રશ્નનો જૂદી રીતે નીવેડો આણવો પડશે. ”

વિલાયતના વેપારીઓની અરજી ધ્યાનમાં લેવાઇ હોત તો જાણ્યે અજાણ્યે હિન્દમાં સુખ થઈ ગયું હોત. દેશી ને પરદેશી બન્ને મીઠા ઉપર જકાત માફ થઈ જાત તો કોઈ કાળે પણ દેશી સાથે વિલાયતનું મીઠું હરિફાઇમાં ઉતરી શકત જ નહિ. પણ એટલું લાંબુ પગલું ભરવાની આશા અંગ્રેજ સરકાર પાસેથી રાખવી વ્યર્થ હતી. તે એકલા વિલાયતના મીઠા ઉપર જકાત માફ કરે અથવા ઘણી જ ઘટાડી શકે ખરી, અને તે વખતે મીઠું બનાવવાનું બધું કામ જો હિન્દી પ્રજાની પાસે હોત તો તે જરૂર તેમ કરત. પણ આ વખતે તો મીઠું બનાવવાનું સરકારના પોતાના જ હાથમાં હતું, એટલે પોતાનાં કારખાનાં તોડીને તે કંઇ વિલાયતનાં કારખાનાં સાજાં ન જ રાખે.

## વરસોવરસ વધારો

આમ છતાં પરદેશી મીઠું અહીંના મીઠાની જોડાજોડ ઉભું રહી શકે એવી સ્થિતિ તો રાખવામાં આવેલી જ છે. વળી પરદેશી મીઠા વિના હિન્દી પ્રજાને ચાલે જ નહિ, એવી દશા પણ ઉભી કરવામાં આવેલી છે. મીઠું બનાવવાનું કુલ કામ સરકારે જ હાથમાં રાખ્યું. બધે ઠેકાણે મીઠું બનાવે તો સરકારને તેના ઉપર કાબુ ને દેખરેખ રાખવાં મુશ્કેલ થઈ પડે; આથી તેણે અમુક સ્થળોમાં જ કારખાનાં કાઢયાં.

બાકીનાં સ્થળોમાં કોઇ મીઠું ન બનાવે તેનો સખ્ત જાપતો રાખ્યો આમ થવાથી કુદરતી રીતે હિન્દમાં હિન્દની જરૂરીયાત કરતાં

ઓછું મીઠું ઉત્પન્ન થવા લાગ્યું, ને તેથી બહારથી લાવ્યા વગર છૂટકો જ ન રહ્યો. અને એકવાર હિન્દમાં પરદેશી મીઠાનો પગપેસારો થયા પછી તે વરસોવરસ કેમ વધતું ગયું છે તે ઈંગ્લંડથી આયાત થયેલા મીઠાના નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે :

| | |
|---|---|
| ૧૮૪૭ માં ૨૫,૭૫૪ ટન | ૧૮૫૧ માં ૬૧,૭૧૧ ટન |
| ૧૮૯૧ માં ૨,૩૨,૦૦૦ ટન | ૧૯૦૧ માં ૨,૫૯,૦૦૦ ટન |

(૬)

## ભાવ અને ઉપાડ

મીઠા જેવી ચીજ ઉપર કર નાંખવામાં સરકાર પક્ષની દલીલ એવી હોય છે કે તેથી સરકારને સારી આવક થાય છે અને આખી પ્રજા ઉપર તે ફેલાઇ જવાથી પ્રજાને તેનો બોજો જણાતો નથી.

મીઠાના કરથી ૧૮૧૩ની સાલમાં સરકારને ૮ લાખ પાઉંડની આવક થઈ. ૧૮૪૪માં તે વધીને ૧૩ લાખ પાઉંડ થઇ, ને ૧૮૯૦માં જતી ૮૨ લાખ પાઉંડ થઈ. એ સાલમાં વધારેમાં વધારે આવક સરકારે કરી છે. ત્યાર પછી ગોખલેજીના પ્રયત્નથી કર ઘટયો, પણ પાછો યુદ્ધને બ્હાને તે વધતાં ૧૯૨૦–૨૧માં સરકારે મીઠામાંથી ૪૮ લાખ પાઉંડ આવક કરી. ભયંકર કરના દિવસોમાં દરેક માણસને વરસે ચાર આના મીઠાના કરના દેવા પડતા. હાલ માથા દીઠ અઢી આના આવે છે. આપણે યાદ રાખવું જોઇયે કે આ દેશમાં જણદીઠ સરાસરી કમાણી રોજનો લગભગ સવા આનો થાય છે, પણ હિન્દુસ્તાનની ગરીબી એટલી છે કે પૈસાને ઠેકાણે ચાર પૈ ખરચવી પડે તો પણ તેના ઉપર તરત અસર થયા વગર રહેતી નથી. મીઠાની વપરાશના આંકડા જોવાથી માલુમ પડે છે કે મીઠું સસ્તું હતું ત્યારે તેનો ઉપાડ વધારે થતો અને મોંઘું થયું ત્યારે તેના પ્રમાણમાં ઉપાડ પણ ઓછો થયો છે.

૧૮૮૨ પહેલાં મીઠા ઉપર દર મણે રૂ૦ ૨ાા નો કર હતો. તે સાલમાં ૨ કરોડ ૭ લાખ મણ મીઠું ખપ્યું હતું. પણ ૧૮૮૨ માં કર ઘટાડીને રૂ૦ ૨ કરવામાં આવ્યો. આને પરિણામે ચાર વરસ પછી એટલે કે ૧૮૮૬ની સાલમાં ૩ કરોડ ૩ લાખ મણ મીઠું ઉપડ્યું. ત્યાર પછી ૧૯૦૩ની સાલથી મીઠાનો કર અરધો અરધ ઓછો થઇ ગયો. એનું ચોખ્ખું પ્રતિબિમ્બ મીઠાની ખપતમાં પડ્યું છે. ૧૯૦૩માં ૩ કરોડ ૭ લાખ મણ મીઠું ખપ્યું હતું અને ૧૯૦૮માં ૪ કરોડ ને ૫ લાખ મણ ખપ્યું. ૨ાા રૂપીયાના જમાનાનો આંકડો જુઓ ( ૨ કરોડ ૭ લાખ મણ ) અને આ ૧ા રૂપીયાના જમાનાનો આંકડો જુઓ. ૧ા અને ૨ાા વચ્ચે જે પ્રમાણ છે તે જ પ્રમાણ મીઠાના ઉપાડમાં પણ તંતોતંત સચવાયું છે.

## પ્રજાનું સુખ=૧૮ લાખ

સરકારની સ્થિતિ પેલી કુકડીના ધણી જેવી છે. રોજ બબ્બે સોનાનાં ઇંડાં આપે તે કરતાં કુકડીને મારીને બધાં ઇંડાં એક સાથે પેટમાંથી કાઢી લેવાની વાત સાંભળી આપણને તેની મુર્ખાઇ ઉપર હસવું આવે છે. પણ હિંદની સરકારની મુર્ખાઇ તેટલી જ જબરી છે. જે સરકારને પ્રજાનું હિત વ્હાલું હોય તે પ્રજાનું પડાવી ખાવાનો વિચાર ન કરે, પણ પ્રજાને સુખી કરી તેના સુખમાંથી વાજબી ભાગ ગ્રહણ કરે. તેવી નીતિથી છેવટે સરકારને આવકમાં પણ ભારે ખોટ નથી જતી. ૧૯૦૨માં ૨ાા રૂ૦ કર હતો તે વખતે સરકારને ૫૫ લાખ પાઉંડની આવક થઇ. ૧૯૨૦માં ૧ા રૂપીયો કર હતો ત્યારે આવક ૩૭ લાખ પાઉંડ આવી. કર અરધોઅરધ થવાથી ૫૫નું અરધું ૨૭ાા લાખ જ આવવા જોઇતા હતા; પણ તેમ નથી બનતું. ચીજ સસ્તી થાય ત્યારે પ્રજા છૂટે હાથે તેનો ઉપભોગ કરે છે. પણ ૫૫ ને બદલે ૩૭ લાખથી સંતોષ માની શકે, અથવા પ્રજાના સુખની કિંમત ( ૫૫−૩૭=૧૮ ) લાખની ગણી શકે તો તે

બ્રિટિશ સલ્તનત જ કેમ કહેવાય? તેને ગાયને સાચવીને તેનું દુધ પીતાં નથી આવડતું. એ ક્રૂર માંસાહારી વાઘણ બનીને ગાયનું લોહી ચૂસી જાય છે.

## લોકમત

સન ૧૮૫૩માં સરકારે મીઠાના કર સંબંધે તપાસ કરવા એક કમિટી નીમી હતી, કર વધી જવાથી લોકોની કેવી હાલત થઈ પડી હતી. તેનું આબેહૂબ ચિત્ર તેમાંથી મળી શકે છે.

મિ૦ રૂસ્તમજી વીકાજીએ મુંબઈ ઇલાકાના ખેડુતો વતી કહ્યું કે:

"દક્ષિણ વિભાગના ખેડુતો આઠ માસ ચાલે એટલા ચોખા ખેતીમાંથી પેદા કરે છે ને તે પર આઠ માસ નભે છે. બાકીના ચાર મહિના પેટને ભાડું આપવા શાક, ભાજીપાલો વગેરે પર પોતાનો ગુજારો જેમતેમ કરી ચલાવે છે. પરંતુ મીઠું બેહદ મોંઘુ થઇ જવાથી આ શાકભાજી પણ તેમને મોળાં ખાવાની ફરજ પડે છે."

મદ્રાસ ઇલાકાના પ્રતિનિધિએ કહ્યું કે:

"ગરીબ લોકો મીઠું મોંઘું થઇ જવાથી સમુદ્રકાંઠાની ભેખડ પરની ધૂળ ખોતરીને તેનો મીઠા તરીકે ઉપયોગ કરે છે. આ ખાર ખોદી જવો તે ગુન્હો છે એમ એ લોકો સમજે છે. છતાં સજા સહન કરવાના જોખમે પણ જીંદગીની અત્યંત જરૂરીયાતની આ ચીજ મેળવ્યા વિના તેમનો છુટકો થતો નથી."

બંગાળના પ્રતિનિધિ રાજા રાધાકાન્ત દેએ કહ્યું કે:

મીઠું મોંઘુ થઇ જવાથી લોકો ઝાડપાલા બાળી તેની રાખનો ખાર કાઢે છે ને તેનો મીઠા તરીકે ઉપયોગ કરે છે."

## પ્રજાની કમાણીમાં રાજ્યનો ભાગ

કહેવામાં આવે છે કે દરેક પ્રજાજને રાજ્યના ખર્ચમાં થોડો ઘણો હિસ્સો આપવો જ જોઇયે, અને મીઠાનો કર એ દરેક

માણસ પાસેથી એ હિસ્સો વસુલ કરવાનું સીધું સાધન છે. આ દલીલ એટલી ઠાવકે મ્હોડે મૂકવામાં આવે છે કે જાણે પ્રજાનો હિસ્સો મીઠા વગર બીજા કોઇ માર્ગથી સરકાર લેતી જ ન હોય. માણસ અનાજ ખાય છે તેમાંથી સરકારને કંઇ ભાગ મળે છે કે નહિ? માણસ વસ્ત્ર પહેરે છે તેમાંથી તેને કેટલો ભાગ મળે છે? જંગલ ખાતાએ તેના ઢોરની ચારમાંથી પણ હિસ્સો પડાવવો બાકી રાખ્યો નથી. લોકો કાચા કે પાકા રસ્તા વાપરે તેમાંથી પણ કંઇક ભાગ સરકારને પહોંચતો નથી શું? સીધી કે આડકતરી રીતે દરેક પ્રજા ઓછામાં ઓછો આટલો કર તો ભરેજ છે.

| | વાર્ષિક વપરાશ | કર |
|---|---|---|
| અન્ન | ૩૦ | ૫ |
| વસ્ત્ર | ૧૦ | ૨ |

એવી ગણતરી છે કે માણસની આવકનો પાંચમો ભાગ એક કે બીજે રસ્તે સરકારના હાથમાં જાય છે જ.

આમાં મીઠું ન હોત તો સરકારને કંઈ ભારે ખોટ પડી જવાની હતી? હિન્દી પ્રજાજનની આવક વાર્ષિક ૨૨ થી ૨૫ રૂપીયાની ગણાય છે, તેટલામાંથી ૨૦ ટકા સરકારના ભાણામાં ભરે એ પણ શું ઓછું છે કે વલી મીઠાના કરની યે જરૂર તેને રહી?

## સાદામાં સાદું વર્ણન

પણ જરૂર કેમ ન રહે? તેને દર સાલ સાઠ કરોડ રૂપીયા લશ્કરની પાછળ ખરચવા હોય તે ક્યાંથી કાઢવા? લશ્કર વગર આ દેશની પ્રજાને જલીયાંવાલા બાગ કેમ દેખાડી શકાય? અને મેસોપોટેમીયામાં પગપેસારો પણ શી રીતે કરી શકાય? હિન્દના જ નીમકથી હિન્દની પ્રજાનું ને પડોશની પ્રજાઓનું સત્યાનાશ વાળનાર સંસ્થાને માટે નીમકહરામ એ ગાળ નથી પણ તેનું સાદામાં સાદું વર્ણન જ છે.

## જ્યારે અહિંસા જામશે

કાપડને વિષે તો એમ પણ કહી શકાય કે સ્વદેશી વસ્ત્ર વાપરવા ને રેંટીયા ચલાવવા એ પ્રજાના હાથની વાત છે અને તે ધારે તો વસ્ત્રની ગુલામીમાંથી છુટી શકે છે. મીઠામાં તેવું પણ નથી. મીઠું બનાવી લેવાની જ પ્રજાને મનાઇ છે. એ કર કેવળ અનીતિ-ભરેલો છે. ગરીબમાં ગરીબ પ્રજાને ચૂસવાની દાનત જ તેની અંદર ખુલ્લેખુલ્લી જોઈ શકાય છે. **મહાત્મા ગાંધીજી** જ્યારે જ્યારે મીઠાના કરની વાત નીકળતી ત્યારે નિસાસો નાંખતા અને કહેતા કે ગમે તેમ કરીને આ કર તો જવો જ જોઇયે. ૧૯૧૯ના સત્યાગ્રહ વખતે આ કર વિરૂદ્ધ સત્યાગ્રહ આદરવાની તેઓ તૈયારીમાં હતા. હિન્દુસ્તાનની પ્રજામાં અહિંસાવૃત્તિ જો પૂરેપૂરી જામશે, શાન્તિનો પૂરો અર્થ જો પ્રજા સમજી જશે, તો અને તો જ મીઠાના કર જેવા અનેક જુલમોની જોડે લડવાની તેનામાં તાકાત આવશે.

**છગનલાલ નથુભાઈ જોશી**

# સત્યાગ્રહની ઝુંબેશ મીઠા તરફ શા માટે વળી ?

---

સમુદ્રની ત્રિમેખલાથી વિંટાએલા આ હિંદના સંતાનોને મીઠા જેવી વસ્તુને કાજે સરકાર ઉપર અને પરદેશ પર આધાર રાખી ઓશિયાળો અવતાર ભોગવવો પડે એ દિલગીરી ભરેલી બાબત છે. એ વસ્તુસ્થિતિ બદલી નાંખવાની પ્રત્યેક ભારતવાસીની પવિત્ર ફરજ છે. એ દિશામાં કર્તવ્યજાગૃતિનાં સ્પષ્ટ ચિન્હો સદ્‌ભાગ્યે હાલ જણાવા લાગ્યાં છે. હિન્દુસ્થાનમાં અત્યારે મીઠાની ખપત માણસ દીઠ ૧૦ થી ૧૨ પાઉન્ડ છે; ઈંગ્લંડમાં તે ૪૦ પાઉન્ડ છે; ઇટલીમાં ૨૦ પાઉન્ડ છે; રશિયામાં તે ૧૮ પાઉન્ડ હોઈ હિન્દના કરતાં દેખીતી રીતે દોઢગણી છે. આપણી જેલોમાં દરેક કેદીને નિદાન ૧૪-૧૫ પાઉન્ડભર મીઠું પુરૂં પાડવાનો નિયમ છે. હિંદની કંગાલ-પ્રજામાં અત્યારે માણસ દીઠ કેદીના જેટલુંયે મીઠું ખરીદવાની તાકાત નથી. અને

**આફતની વાત**

તો એ છે કે એ બધું મીઠું પોતાના જ દેશમાં તૈયાર નહિ કરી શકાતું હોવાથી સ્વચ્છ સફેદ મીઠું પરદેશમાંથી આયાત થાય

છે અને તેનો ઉપાડ ખાસ કરીને બંગાળામાં અને બ્રહ્મદેશમાં સૌથી વધારે થાય છે. મીઠા જેવી જરૂરી ચીજ પર શા માટે આવી સખ્ત જકાત નાંખી તેનો ખપ મર્યાદિત કરી જનતા તેમજ જનાવરનું આરોગ્ય જોખમાવવામાં આવ્યું હશે એ પ્રશ્ન સહજ ઉભો થઇ શકે તેમ છે. દ્રવ્યલોભી ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ દોઢસો વર્ષ પહેલાં મીઠાનો વ્યાપાર હસ્તગત કરી લીધેલો હોવાથી ત્યારથી જ સરકારે એનો ઇજારો રાખ્યો છે. એમ હોવાથી ગરીબમાં ગરીબને પણ નીચોવીને તેની પાસેથી કર વસુલ કરવામાં એ ઇજારો ખાસ મદદગાર થઇ પડશે એમ સમજીને સરકાર એ સંબંધમાં ઇરાદાપૂર્વક કાંઇ કરતી નથી. સરકારની ત્રિજોરીમાં પડેલી ગાબડગુબડ પુરવાને જ્યારે જ્યારે એ કર કુદકે ને ભુસકે પ્રગતિ કરે છે, ત્યારે

## નિરાધાર પ્રજાનાં દુ:ખ

—નો પાર રહેતો નથી. એ જ કારણને લીધે સત્યાગ્રહના આગેવાનોનું લક્ષ મીઠા પરજ કેન્દ્રિત થાય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી. પરંતુ કેવી અન્યાયી રીતે એ મીઠાનો ઇજારો મૂળથી જ હસ્તગત કરવામા આવ્યો હતો તે નોંધવા લાયક છે. ઇસ્ટ ઇન્ડીયા કંપનીનો અમલ કાયદેસર રીતે ચાલુ થતા પહેલાં જ કંપનીએ પ્લાસીના યુદ્ધ પછી મીરજાફરને બંગાળની નવાબી સુપ્રત કરીને યુક્તિથી તેની પાસે મીઠા પરની જકાત કાઢી નંખાવી. દેખીતી રીતે દરીયામાર્ગે આવેલા પરદેશી માલને જ જકાતની એ પ્રકારની માફી લાગુ પડતી હતી. છતાં કંપનીએ આપખુદી ચાલાકી ચલાવીને પોતાના આયાત માલમાં મીઠાનો સમાવેશ કરી દઇને દેશી વ્યાપારીઓના મીઠાના વેપારને રસાતાળ પહોંચાડ્યો અને પુરતા જથામાં મીઠું પકવવાનો સઘળો ઇજારો પોતાના હાથમાં લઈ લીધો. ત્યારબાદ મીરજાફરની સાથે બનતી રાશ નહિ આવ્યાથી મીરકાસિમને કંપની સરકારે કાવાદાવા કરીને આગળ આણ્યો પણ મીરકાસિમ કંપની

સરકારના હાથનું રમકડું બને તેવો કાચોપોચો નહોતો. તેણે કંપની સરકારને ઉઘાડો લઈ નાંખતાં સાફ જણાવી દીધું કે બીજા વેપારી-ઓની જેમ તમે લોકો મીઠા પરનું દાણ નહિ આપો તો તે નિષ્પ-ક્ષપાતપણે બીજા વેપારીઓની જકાત માફ કરી દઈશ જેથી એ લોકો તમારી સાથે હરિફાઈ કરશે. પોતાની ઉપજ કમી થઈ જતી જોઇ મીરકાસિમે આવી ધમકી આપી હતી પરંતુ કંપની સરકાર કાંઈ ગાંજી જાય તેવી નહોતી. મીરકાસિમનું કાસળ કાઢવાની પેર-વીથી બકસરની લઢાઇ ઉભી કરવામાં આવી. હાથમાં આવેલો મી-ઠાનો ઇજારો નહિ છોડવા ખાતર કંપની સરકારે કેવાં કારસ્થાન કરી કેટલું લોહી રેડાવ્યું હતું એ વિસરવા જેવું નથી. બકસરની લઢાઇ પછી બંગાળ બિહાર અને ઓરીસાનો કારભાર કંપની સરકારના કબજામાં આવ્યો ત્યારથી જ મીઠાપરના કરનો ફાળો કંપની સરકારની પેદાશમાં સૌથી મોટો હતો. વોરન હેસ્ટિંગ્ઝની કારકીર્દી દરમ્યાન એ કરની ઉપજ રૂ૦ ૬૦-૬૫ લાખ જેટલી વધી ગઇ હતી. પણ આમ પેદાશ વધતાં કંપનીનો દ્રવ્ય લોભ પણ બેહદ વધી ગયો અને મીઠાનો સંપૂર્ણ ઇજારો પોતાના કબજામાં આવી ગએલો હોવાથી મીઠું પકવવાનું પ્રમાણ ઘટાડી દઇને કિંમત વધારી દેવાની તરકીબ ઝટ કામે લગાડી દીધી ! દર મણ દીઠ મીઠું પકાવવાનો ખર્ચ માત્ર દશ બાર આના જ થતો હતો. પણ લોર્ડ કોર્નવોલિસના અમલ દરમ્યાન મીઠા-નો ભાવ ત્રણ રૂપીએ મણ થઇ ગયો અને તે એકદમ વધીને ૧૮૨૨માં પાંચ રૂપીએ મણ સુધી જતો રહ્યો. રશિયા અને ફ્રાન્શમાં પણ હિંદની પેઠે જ મીઠાનો ઇજારો સરકારે રાખેલો છે. પરંતુ ઉત્પન્ન કમી કરી દઇને કિંમત વધારી દેવાનું

## ઘોર પાપ

ત્યાંની સરકારે કદાપિ કર્યું નથી, સરકારના આ નિઃસીમ લોભને લીધે ૧૮૧૭ની સાલમાં ઓરિસામાં મીઠાનો દુકાળ પડયાથી

હુલ્લડ જાગ્યું હતું. તે વખતે કંપનીને કાંઈક સાન આવતાં મીઠાની પેદાશ વધારી કિંમત ઘટાડવાનું સરકારે વચન આપ્યું હતું, તેમ છતાં મીઠાની કિંમત કદી રૂપીઆ ત્રણથી ઘટી નથી. પાર્લામેન્ટના હાથમાં હિન્દના વહીવટનો સઘળો કારભાર આવતાં તેણે પણ કંપની સરકારનું એ જ પ્રકારનું પ્રજાને ચુસવાનું ધોરણ ચાલુ રાખ્યું. સંસ્થાનિકોની સાથે કોલકરાર કરીને સંસ્થાન માંહેના ન્હાના મ્હોટા મીઠાનાં મથકો બંધ કરી દેવામાં આવ્યાં અંતે હિંદ માંહેના ખાસ અગત્યનાં મથકો સરકારે પોતાને કબજે કરી લીધાં સાંભર અને પાંચપદ્રા ખાતેના મહત્ત્વનાં મીઠાગારો જયપુર અને જોધપુર સંસ્થાન પાસેથી એવીજ રીતે ૧૮૮૨ માં સરકારે

## પચાવી પાડયાં

હતાં. આમ મીઠાના તમામ મથકો સર કરી લઇ સરકારે મીઠા પરની જકાત જોતજોતામાં વધારી દીધી. ૧૮૮૮માં એ કર મણ દીઠ અઢી રૂપીઆ રાખવામાં આવ્યો હતો અને તે ૧૯૦૩ સુધી કાયમ રહ્યો હતો. કર્ઝન સાહેબની કારકીર્દીમાં ત્રણ હફતે ઉતરતો તે એક રૂપિયાપર આવી ગયો હતો અને વિશ્વવ્યાપી યુદ્ધની શરૂઆતમાં પણ તે એટલો કાયમ રહ્યો હતો. ૧૯૧૬ ની સાલમાં તેમાં ચાર આનાનો વધારો થતાં તે સવાયો થયો હતો અને ૧૯૨૩ ના માર્ચમાં લોર્ડ રીડીંગ સાહેબના પ્રતાપે તે એકદમ બમણો થઇ જતાં ૧૮૮૮ ની સાલ સાથે હરીફાઇ કરે તેવી કોટિમાં આવી ગયો હતો. સ્વરાજ્ય પક્ષનું કાઉન્સીલમાં પ્રાબલ્ય વધતાં એ કર પાછો સવા રૂપીઆ જેટલો કરી દેવામાં આવ્યો હતો. અત્યારે પણ એ જ ધોરણ કાયમ છે. પરંતુ હાલ્ણ સાલ બજેટમાં તુટ પડેલી હોવાથી

## ફરીથી પાછી એમાં પ્રગતિ

થાય તો નવાઇ નહિ. આ તો જાણે તુટક ઇતિહાસ થયો. ટેરીફ બોર્ડ સમક્ષ અત્યારે જે સાક્ષી ચાલી રહી છે તે પરથી સ્પષ્ટ

થાય છે કે રેલ્વે કંપની મીઠા ઉપરનું દાણ એક પાઇના છઠ્ઠા ભાગ જેટલુંયે ઘટાડી શકે તેમ નથી અને તેથીજ પંજાબનું મીઠું બંગાળમાં લાવવું પરવડતું નથી. વિલાયત જેવા પાંચ હજાર કોસ જેટલા દૂર દેશાવરથી બંગાળ પ્રાંતમાં મીઠું લઇ આવી વેચવાનું પરવડે અને હિન્દનાજ સાંભર કીંવા પાંચપદ્રા ખાતેથી કલકત્તા લઇ જવાનું રેલ્વેને પરવડી શકે નહિ એ ચમત્કાર ખાસ લક્ષમાં રાખવા જેવો છે. આવી આપખુદી રીતે આવશ્યક વસ્તુપર આવો જંગી કર લેવાવાથી તથા આપણા જ દેશમાં પુરતા પ્રમાણમાં મીઠું તૈયાર થઈ શકતું હોવા છતાં તેટલા ખાતર પરતંત્રતા વેઠવી પડે છે એવો

## બેવડો જુલમ

ચાલુ છે. એટલા માટે જ સાર્વજનિક સવિનય ભંગના મોરચા માંડતાં આગમચ ગાંધીજીનું લક્ષ આ જુલ્મી કરના તરફ સવિશેષ દોરાયું છે.

નરસિંહ ચિંતામણ કેલકર



# સબરસ

---

## ૧

## ઉપયોગ

મીઠાને સબરસ કોણે કહ્યું, કેમ કહ્યું, તે ભાષાશાસ્ત્રીઓ કહી શકે. મીઠું સંસ્કૃતમાં લવણ છે. અને લાવણ્ય એટલે સૌન્દર્ય અર્થ થાય છે. એટલે અનાદિકાળથી વસ્તુમાત્રને રસમય કરનાર મીઠું માનવામાં આવ્યું છે. 'મીઠા વિનાનો' માણસ એ કોડીની કિંમતનો ગણાય છે. બાઇબલમાં તો નિર્મળ મનુષ્યને જગતના લવણની ઉપમા આપી છે, એટલે પણ લવણનું મહત્ત્વ કેટલું હશે તે સમજી શકાય છે. પણ એ બધો પુરાવો છોડીને આજની હકીકત જોશું તો જણાશે કે ગરીબમાં ગરીબ માણસને મીઠા વિના ચાલતું નથી, એટલું જ નહિ પણ મીઠું વાપરીને તે ઓછા અન્ને ચલાવી શકે છે. ઢોરોને પણ મીઠા વિના નથી ચાલી શકતું એ દરેક ખેડુત જાણે છે, મીઠું ઓછું મળવાથી ઢોરોને અનેક રોગો થાય છે એમ કહેવાય છે, અને સામાન્ય માન્યતા એવી છે કે માંસાહારીના કરતાં શાકાહારીને મીઠાની વધારે જરૂર રહે છે, કારણ માંસાહારીને માંસમાંથી પણ ઘણું મીઠું

મળી રહે છે. મીઠું બનાવતાં અનેક ક્ષારો ઉત્પન્ન થાય છે તે ખાતરમાં કામ લાગે છે, મીઠાનાં કારખાનાંમાં ઇપ્સમ સોલ્ટ (વિલાયતી મીઠું) હજારો ટન પકવવામાં આવે છે. પવાયતમાં વપરાતો મેગ્નેસ્યમ કલોરાઇડ પણ એમાંથી ઉત્પન્ન થાય છે, તેમજ કોસ્ટિક સોડા પણ. એટલે સાબુના ઉદ્યોગનો આધાર પણ મીઠા ઉપર રહે છે.

આ ઉપરથી સમજી શકાશે કે મીઠા ઉપરનો વેરો એ ખોરાક ઉપર, ખેતી ઉપર, ઢોર ઉપર. ઉદ્યોગ ઉપર, અને વધારેમાં વધારે ગરીબ લોકો ઉપર લદાયેલો વેરો છે.

## ઉત્પન્ન અને થોડો ઇતિહાસ

'સુજલા, સુફલા, મલયજશીતલા, શસ્યસ્યામલા' ભારતમાતામાં જેમ કાપડ એક કાળે જોઈએ તેટલું ઉત્પન્ન થતું, તેમ લવણ પણ જોઈએ તેટલું ઉત્પન્ન થતું, અને ભારતમાતા તે કાળે સાચી લાવણ્યવતી હતી. કાપડના ઉદ્યોગનો એટલે ભારતના ગૃહઉદ્યોગનો નાશ પરરાજ્યે જેવી રીતે કર્યો તેવી જ રીતે મીઠું બનાવવાના ઉદ્યોગનો નાશ કર્યો—ફેર માત્ર એટલો જ છે કે કાપડના ઉદ્યોગના નાશમાં આ રાજ્યનો બચાવ કરનારાઓને એક બહાનું મળે છે, અને તે એ કે યંત્રોની શોધોને લીધે જેમ ગૃહઉદ્યોગો વિલાયતમાં નાશ પામ્યા તેમ હિંદમાં પણ નાશ પામ્યા. એ બહાનું કેટલું પોકળ છે એ બતાવવાનું આ સ્થાન નથી. અને અનેકવાર એ બતાવાઇ ચૂક્યું છે, પણ મીઠાના ઉદ્યોગના નાશમાં તો એ બહાનું પણ ચાલી શકે એમ નથી, મીઠું ઉત્પન્ન કરનાર યંત્રો તો કોઈ ઉત્પન્ન થઇ શક્યાં નથી. જે સૂર્યદેવતા મીઠું ઉત્પન્ન કરે છે તેની કૃપા ભારતની ઉપર સવિશેષ છે, છતાં સૂર્યદેવતાના અનુગ્રહને પણ ધૂળમાં મેળવવાની શક્તિ ધરાવનાર આ સરકારે દેશના આ સ્વાભાવિક ઉદ્યોગનો ઇરાદાપૂર્વક ઘાતકી રીતે, નાશ કર્યાનો ઇતિહાસ મોજૂદ છે. એ ઇતિહાસમાં ઉતરતાં તો પુસ્તકો ભરાય. પણ સામાન્ય વાચક થોડીક વાતો ધ્યાનમાં

લે. બંગાળામાં ૧૮૧૮ પહેલાં પરદેશી મીઠાનો કણ પણ આવતો નહોતો. અંગ્રેજ લોકોએ પોતાનાં મુબારક પગલાંની સાથે મીઠાનો ઇજારો લીધો, અને મીઠું પકવનારા અગરિયાનો રીબી-રીબીને નાશ કરીને પરદેશી મીઠાના વેપારનો પાયો નાંખ્યો. મીઠાના એકહથ્થુ ઇજારામાંથી અંગ્રેજ અમલદારોએ ૧૮મા સૈકાની આખરમાં કેટલી લૂંટ ચલાવી છે તેની સાક્ષી અંગ્રેજ ઇતિહાસકારો જ પૂર છે. જે ત્રાસ વણકરો ઉપર ગુજર્યો તેવો જ ત્રાસ અગરિયા ઉપર ગુજર્યો, અને જ્યારે પરદેશી મીઠાનો હુમલો પૂરેપૂરો થઇ રહ્યો ત્યારે આ અગરિયાઓ બીચારા કૂતરાને મોતે મૂઆ ૧૮૩૫ સુધીમાં તો બંગાળમાં મીઠું બનતું સદંતર બંધ પડયું, અને વિલાયતથી મીઠું પૂર જથ્થામાં આવવા લાગ્યું. આજે બંગાળમાં વપરાતું ૧ાા કરોડ મણ મીઠું તમામ પરદેશથી આવે છે. એમાં મોટો ભાગ એટલે ૩૩ ટકા જેટલું એડનથી ઇટલિયન વેપારીઓ મોકલે છે, મિસરથી ૨૭ ટકા જેટલું આવે છે અને વિલાયતથી ૧૭ ટકા જેટલું આવે છે. આજે પરદેશીઓની હરીફાઇમાં વિલાયતનું મીઠું પણ ટકી શકતું નથી એટલે વિલાયતથી આવતા મીઠાના વેપારના રક્ષણના ઉપાયો યોજાઈ રહ્યા છે.

જ્યાં જ્યાં દરિયાકિનારો લાગેલો છે ત્યાં ત્યાં મીઠું સ્વાભાવિક રીતે પાકે છે જ. મુંબઇ ઇલાકામાં મોટા અગરો મુંબઇની નજદીક થોડા આવેલા છે, થોડા ધરાસણા આગળ છે, પણ વધારેમાં વધારે ઉત્પન્ન ખારાઘોડામાં થાય છે. ખારાઘોડામાં રેતીના રણમાં પાડેલા કૂવામાંથી ખારૂં પાણી લઇને મીઠું પકવવામાં આવે છે, બીજા ભાગોમાં દરિયાનું પાણી લઇને પકવવામાં આવે છે. મુંબઈ ઇલાકામાં આખા કિનારા ઉપર મીઠું પાકતું તે અટકાવીને સરકારે એકહથ્થો ઇજારો ક્યારે અને કેવી રીતે લીધો તેના ઇતિહાસમાં ન ઊતરીએ. પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે ૧૮૪૪ માં આઠ આનાથી બાર આના કર વધારવાની દરખાસ્ત થતાં સુરતમાં રમખાણો થયાં હતાં.

મદ્રાસ પ્રાંતમાં ઠેઠ ૧૮૦૫ થી સરકારે મીઠાનો એકહથ્થો ઇજારો લઈ લીધો હતો. ૧૮૭૭માં ખાનગી મીઠું પકવવાના પરવાના આપવામાં આવેલા પણ તેની બહુ અસર ન થઈ. આજે ૬૪ મીઠાનાં કારખાનાંમાંના ૪૫ ખાનગી છે અને ૧૯ સરકારી છે. લગભગ ૧॥ કરોડ મણ મીઠું આ અગરો પકવે છે.

ઉત્તર હિંદુસ્તાનમાં અનેક જગ્યાએ સિંધવની ખાણો ભરી છે કોહાટની અને મેયો ખાણ સુપ્રસિદ્ધ છે. આ બધી ખાણોનો ઇજારો સરકારનો છે. મણ ઉપર ત્રણ રૂપિયા સુધી જકાત આ સિંધવ ઉપર સરકારે લીધી છે. વાયવ્ય પ્રાંતમાં જોનપુર અને કાનપુરમાં મીઠાથી ભરેલી માટીના ડુંગરો ઘણે ઠેકાણે હતા. પણ એ માટી સાફ કરીને ધોઇને તેમાંથી મીઠું બનાવવાનું અંગ્રેજોએ આવીને અટકાવ્યું અને ગુનો ઠરાવ્યો. રજપૂતાનામાં જયપુર પાસે સાંભર સરોવર એ મીઠાનો મોટો દરિયો છે. એમાં ૮૦ લાખ મણ સુધી મીઠું પાકે છે, અને એ મીઠાના જેટલું સસ્તું મીઠું ક્યાંય જોવાનું મળતું નથી.

આસામમાં બંગાળાની જેમ એના વપરાશનું કુલ ૪૪ લાખ મણ મીઠું પરદેશથી જ આવે છે.

બ્રહ્મદેશ પોતાનું બધું મીઠું પકવતો. સરકારે એ દેશનો કબજો લઇને હિંદુસ્તાનનો કરનો બોજો વધાર્યો, મીઠાનો કર વધારવાની દરખાસ્તો ત્યારથી થવા માંડી અને બ્રહ્મદેશમાં ૩ આનાથી વધારીને એક રૂપિયો કર ઠરવામાં આવ્યો. આજે પરદેશી મીઠાનો ધસારો ત્યાં ખૂબ થઈ રહ્યો છે.

સિંધ પ્રાંતમાં આજે તો મૌર્યપુરમાં દરિયાઈ પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે, જોકે ગુણી અને કોટડીની વચ્ચેનો પ્રદેશ અને બીજો કેટલોક પ્રદેશ લાખો મણ મીઠાંની ખાણોથી ભરેલો છે તેનો કશો ઉપયોગ થતો નથી.

## એ દુષ્ટ વેરો

આકાશમાંથી પડતા પાણી ઉપર જે રાજ્યમાં વેરો લેવાય, ખેડૂતે પોતાને પૈસે ખોદાવેલા કૂવામાંથી નીકળતા પાણી ઉપર વેરો લેવાય, તે રાજ્યમાં દરિયાના ખારા પાણી ઉપર પણ કેમ વેરો ન લેવાય? પરદેશ જીતવામાં લડાઈ કરવી પડી, ખર્ચ વધ્યો, વધારો મીઠાવેરો! આ વર્ષે તો બજેટ ખોટનું છે, વધારો મીઠાવેરો! ક્લાઇવના સમયથી મીઠામાંથી અંગ્રેજોએ જે ધન લૂંટયું છે તેનો તો અનેક જન્મના પ્રાયશ્ચિત્તે પણ વિલાયત બદલો વાળી શકે એમ નથી. જુદાજુદા પ્રાંતોમાં આ વેરો જુદાજુદા પ્રમાણમાં લેવામાં આવતો હતો, તે ૧૭૮૨માં બધા પ્રાંતોમાં લગભગ સરખો કરી દેવામાં આવ્યો, અને ૧૮૪૦માં એ વેરાનું ઉત્પન્ન સવાબે કરોડ જેટલું હતું તેને બદલે આજે ૭ કરોડનું ઉત્પન્ન થાય છે. એ વેરાની સામે દાદાભાઇ, રાનડે, રાવબહાદુર જોષી, ગોખલે જેવા સૌમ્ય પુરુષોએ કડવામાં કડવી ટીકા કીધી છે, એને નાબૂદ કરાવવાના અનેક નિષ્ફળ પ્રયત્ન કર્યા છે, પણ આજે ૧૦ પાઇએ મણ ઉત્પન્ન થતા મીઠા ઉપર કર ૨૪ ગણો છે. ૧૮૭૮માં આ વેરો મણે ૨॥ રૂપિયા જેટલો હતો તે ૧૮૮૨માં બે રૂપિયા થયો, વળી ૧૮૮૮માં આ વેરો મણે ૨॥ રૂપિયા જેટલો હતો તે ૧૮૮૨માં બે રૂપિયા થયો, વળી ૧૮૮૮માં તે ૨॥ રૂપિયા થયો, અને ૧૯૦૩ સુધી એટલો ને એટલો રહ્યો. પછીથી ગોખલેજી જેવાના પ્રયત્ને તે ૧। રૂપિયો થયો. '૨૩માં માલકમ હેઇલીને પાછો એને બેવડાવવાની દરખાસ્ત કરવાનું શૂર ચડયું, વડી ધારાસભાના અનેક સભ્યોના વિરોધ છતાં વાઇસરોયે ૨॥ મંજૂર કર્યા. આજે એ કર હજી મણે ૧। રૂપિયો છે.

એ કર ગરીબના ઉપર કેવી અસર કરે છે તેનો પુરાવો જ્યારે જ્યારે એ વધારામાં આવ્યો છે ત્યારે ત્યારે મીઠાના વપરાશમાં થયેલા ઘટાડામાં મળે છે. ૧૮૮૨માં એ કર આઠ આના ઓછો થતાંની

સાથે ૫૦ લાખ મણનો વપરાશ વધી ગયો. ૧૮૮૭માં આઠ આના કર વધારવામા આવ્યો એટલે દરવર્ષે ૩થી ૪ લાખ મણ વપરાશ વધતો હતો તે બંધ થઇ ગયો અને ઊલટો ઓછો થયો. '૨૩–૨૪માં આ વેરો ૧૫ રૂપિયાને બદલે ૨ા કરવામાં આવ્યો પણ મહેસૂલ બમણું ન થયું—૭ને બદલે ૧૦ા કરોડ જ થયું, એટલે મીઠાનો વપરાશ આપોઆપ ઓછો થઇ ગયો. એટલે ગરીબોને તો આટલો કર ભરવા છતાં જેટલું જોઇએ તેટલું મીઠું મળતું નથી. ૫૦–૬૦ વર્ષ થયાં નિષ્પક્ષ અમલદારો પોકારતા આવ્યા છે કે દેશમાં લોકો મીઠું પકવી શકે છે છતાં આપણા ઇજારાને લીધે તેમને પૂરતું મીઠું નથી મળી શકતું. માંસાહારી દેશોમાં ઓછા મીઠાએ ચાલે છતાં આજે જ્યારે માણસદીઠ ૪૦ રતલ મીઠું વિલાયતમાં વપરાય છે, યુરોપના બીજા દેશોમાં ૧૬ થી ૩૫ રતલ સુધી વપરાય છે, ત્યારે હિંદમાં માત્ર ૧૨ રતલની સરાસરી આવે છે.

રાવ બહાદુર જોષી તો સરકારી નોકર હતા, પણ આ કરનું ઘાતકીપણું તેમને એટલું બધું લાગ્યું હતું કે ૪૦ વર્ષ ઉપર તે લખી ગયા છે: “નાણાશાસ્ત્રીઓની નિર્દય ચતુરાઇથી યોજાયેલો નઠારામાં નઠારો અને જંગલીમાં જંગલી આ કર છે, અને હાલના તંત્રના ઉપર આના જેવો કાળો ડાઘ બીજો એકે નથી.”

## ગુજરાતનું થોડું દર્શન

ધોળે દિવસે ચાલતી આ લૂંટ જોવાને માટે હું આ અઠવાડિયે ગયો હતો. ધરાસણા નામે બંદર વલસાડની નજદીક દરિયા ઉપર આવેલું છે ત્યાં લગભગ ૪ લાખ મણ મીઠું પાકે છે. દરિયામાંથી ખાડી આવે છે અને ખાડીમાંથી પાણી લઇને કયારાઓમાં એ પાણી પહોંચાડવામાં આવે છે. આ કયારાઓ બનાવવા એ ઠીક મહેનતનું કામ છે. એને સરખા કરવા પડે છે, ટીપવા પડે છે, એની પાળો કરવી પડે છે અને પ્રમાણસર પાણી લેવું પડે છે. પ્રથમ પાક થતાં

૧॥ મહિનો લાગે છે, પછી પંદરપંદર દિવસે પાક ઊતરે છે. આસપાસનાં ગામના કોળી લોક જ બધું મીઠું પકવે છે, કોઈ ગોરો કે કાળો સરકારી અમલદાર એ મીઠું પકવવા આવતો નથી. પણ બીચારા ગરીબ કોળીઓ ખરે બપોરે ત્યાં મહેનત કરે છે, ત્યારે માંડ તેમને મણે પોણાત્રણ આના મજૂરી મળે છે. પણ હું ભૂલ્યો. મજૂરી તુરત મળતી હોય તો સારૂ, પણ મજૂરી મળતાં કોઈવાર વર્ષ દહાડો તો કોઈવાર દોઢબે વર્ષ પણ લાગે છે! જ્યારે એણે તૈયાર કરેલા મીઠાનો ઢગલો ખરીદાય ત્યારે એ બીચારાની મજૂરીના પૈસા ચુકવાય. દરમ્યાન એ કોળી બીચારો ગુલામી કર્યા કરે છે, ચપટી મીઠું લઈ જવાની તેને છૂટ નથી, તેનાં ખીસાં પણ તપાસવામાં આવે છે (ટંકશાળમાં કામ કરનારા મજૂરોની જડતી લેવાય છે તેમ), અને એના પરસેવાની કમાણી ઉપર સરકારના સિપાઈઓ ભરીબંદૂકે રાતદિવસ પહેરો ભરે છે. મીઠું બનાવનારા એક કણ ન લઇ શકે તો બીજા તો શેના જ લઇ શકે? જો કોઇને પેલા ઢગલા ઉપર હક હોય તો પેલા મજૂરી કરનાર કોળીઓને છે, પણ અહીં તો ચોર શાહુકાર થઈ બેઠા છે, અને કહેવાય છે કે રાત્રે એ અગરની હદમાં દાખલ થનાર સંતોષપૂર્વક જવાબ ન આપી શકે તો તેની ઉપર ગોળીબહાર કરવામાં આવે. આ ગોળીબહાર ખમીને પણ એ જંગલી કર નાબૂદ કરવાની તક આ લડત આપે તો તે વધાવી લેવાજેવી છે. આ કોળીઓની મજૂરી જોઇને ખ્યાલ આવી શકે છે કે આ કર ગરીબના પેટ ઉપર પગ મૂકે છે, એટલું જ નહિ પણ એ એકહથ્થુ ઇજારાને લીધે દેશના ત્રણ કિનારાઓ ઉપર અને બીજે લાખો માણસો મીઠું પકવી રોજી મેળવતા હશે તેમની રોજી ગઈ છે અને તેમના પેટ ઉપર પણ પગ મૂકાયો છે.

અગાઉ ગુજરાતમાં જ્યાં મીઠું પકવવામાં આવતું તેવાં સ્થળો પણ જોયાં. કેટલેક ઠેકાણે તો ખાડામાં સૂર્યના તાપે પાણી સુકાઈને

ચાંદી જેવા ચળકતા મીઠાના થર બાઝવા લાગ્યા હતા. થોડું મેં ઉપાડયું પછી ખબર પડી કે ગરીબ લોકો તો 'ચોરી'થી એવું મીઠું જેટલું ઉપાડાય તેટલું ઉપાડી જાય છે. કહેવાય છે કે ઘણીવાર તો સરકારના માણસો આવી જગાએ જઇને તેના ઉપર ધૂળ કે કાદવ ફેરવી મૂકે છે. આમ ગરીબ કોળીઓ ધૂળમાંથી ધાન ઉત્પન્ન કરે છે તેને બદલે આ સરકારી માણસો પેલા મીઠાના કાદવમાં મેળવીને ધાનની ધૂળ કરે છે! જંગલીપણાની આ પરાકાષ્ઠા છે.

## સવિનય ભંગની રીતો

ત્યારે આ ઘાતકી વેરાનો વિરોધ શી રીતે કરી શકાય એ સવાલ સહેજે ઊભો થાય છે. જે મીઠાના અગરો સરકાર પોતાની કરી બેઠી છે, તે અગરોનો કબજો લેતાં ગોળી ખાવી પડે એ સ્પષ્ટ છે. એ અંતિમ સીમા છે. પણ ત્યાં સુધી પહોંચવાને બદલે મીઠું હાથે પકવી લેવાનું તો સૌ કોઇના હાથમાં છે. આવડો મોટો વિપુલ કિનારો પડયો છે ત્યાં ગમે ત્યાં જઇને પડાવ નાંખીને મીઠું પકવી શકાય. કયારાઓ કરીને વ્યવસ્થિત રીતે કરવા જઇએ તો ૧ા મહિનો રોકાવું પડે, પણ તુરતાતુરત જોઇતું હોય તો સૂર્યનારાયણને બદલે અગ્નિનો આશ્રય લેવો પડે. અમે એવો એક ઘડો પાણી લઇ આવ્યા, તેમાંથી શેર પાણી સ્ટવ ઉપર મૂકી જોતાં ૨૫ મિનિટમાં ૩ તોલા ચાંદી જેવું સફેદ મીઠું ઉત્પન્ન થયું. એ જ રીતે એટલું જ પાણી એક થાળીમાં સૂર્યનારાયણનો તાપ ઝીલતું રાખવામાં આવ્યું હતું, તેમાંથી બીજે દિવસે એટલું જ મીઠું ઉત્પન્ન થયું. એટલે દરિયાની પાસે રહેનારા સૌ કોઈને માટે મીઠું બનાવી લેવું એ રમતવાત છે. મુંબઇમાં તો લાખો માણસો ત્રાંબાના ઘડા લઈને ચોપાટી ઉપર જઇ શકે, અને ઘેર લાવીને તે પાણીને સ્ટવ ઉપર તપાવીને અથવા સૂરજના તાપે ગરમ કરીને મીઠું પકવી શકે. આ ત્રાંબાના ઘડા લઈને ચાલતી હજારો માણસની પલટણનું દશ્ય પણ જોવાજેવું થઈ પડે.

માટીમાં જ્યાં મીઠું ભળેલું મળી આવે છે ત્યાં માટીને ધોઈ નાંખી પાણીને અર્ધો કલાક ઉકાળવાથી મીઠું તરી આવે છે ગરીબ લોકો દુકાળમાં આવી રીતે મીઠું પકવીને વેચી આવતા અને તેમને રોટલો મળતો, આજે એ મીઠું કાદવમાં ભેળવી નાંખવામાં આવે પણ ગરીબને બે પઇસા રળવાને માટે લેવા દેવામાં તો ન જ આવે

( નવજીવન તા. ૨–૩–૩૦ )

---

## ૨

## ઈતિહાસનુ એક પાનું

એક મિત્ર મને લખે છે કે જગતના બીજા દેશોમાં પણ મીઠા વેરો છે, અને વર્ષે દહાડે જણદીઠ પાંચ આનાથી વધારે ન હોય એવો વેરો લોકોના ઉપર ભયંકર બોજારૂપ છે એમ શી રીતે કહેવાય ! આ બંને વસ્તુઓને થોડી તપાસવી પડશે.

જગતના બીજા દેશોમાં મીઠાવેરો છે ખરો, ઇંગ્લંડ અને અમેરિકામાં તો નથી જ ફ્રાન્સ, જર્મની, ઇટલી, ચીન જેવા દેશોમાં છે, પણ ત્યાંની સ્થિતિમાં અને આ દેશની સ્થિતિમાં ઘણો ફેર છે. ચીનની આજની અવ્યવસ્થામાં અને ત્યાંની ૪૮ કરોડની વસ્તી ઉપર આજે ૨ કરોડ ડોલર મીઠાવેરો છે એટલે ૬ કરોડ રૂપિયા જેટલો એ વેરો કહેવાય આનો અર્થ એ થયો કે હિંદુસ્તાનના કરતાં એનું માથાદીઠ પ્રમાણે અર્ધું થયું મીઠાનો ઇજારો તો જેવો આ દેશમાં સરકારે લીધો છે તેવો માત્ર ચીનમાં જ છે એમ કહી શકાય, વળી બીજા જે જે દેશોમાં આ વેરો છે તે દેશોનું જણદીઠ આવકનું પ્રમાણ લઇએ તો તો આદેશનું કયાંય લેખું માગે એમ નથી. ચીન સિવાય એ બધા દેશોની આવક આપણા દેશના કરતાં અનેકગણી છે. આજે પણ ફ્રાન્સ જેવા દેશમાં એ કર યોગ્ય છે એમ અર્થશાસ્ત્રીઓ

માનતા નથી, જોકે ફ્રાન્સનો રાજવિપ્લવ થયો ત્યારે આ કર જેટલો ત્રાસદાયક હતો તેવો ત્રાસદાયક આજે નથી, અને ઇજારાનું નામોશી ભરેલું સ્વરૂપ એ લેતો નથી. ઇંગ્લંડમાં એક કાળે આ કર હતો, ખાસ કરીને એ દેશને જ્યારે બહુ લડાઇઓમાં ઉતરવું પડતું હતું, પણ સો વર્ષ ઉપર એની ઉપર બહુ ચર્ચા થયેલી, અને ત્યારે જ એ તદ્દન નાબુદ કરવામાં આવ્યો હતો, અને ત્યારથી જ એ દેશના રાસાયનિક ઉદ્યોગોની વૃદ્ધિ શરૂ થઈ એમ પ્રસિદ્ધ અર્થશાસ્ત્રીઓ કહે છે.

પણ ખરો તફાવત તો આ નથી, પણ બીજો જ છે ક્યાં એ બધા સ્વતંત્ર દેશો અને ક્યાં ગુલામ હિંદુસ્તાન? વિલાયતના આજના વડા પ્રધાન રેમ્સે મેકડોનલ્ડે આ તફાવત ઉતમ રીતે બતાવ્યો છે તેમણે બારતેર વર્ષ ઉપર લખેલા એક પુસ્તકમાં લખ્યું છે “ હિંદુસ્તાનનું તંત્ર ચલાવવામાં કેટલો ખર્ચ થાય છે એનો અનુભવ દરેક હિંદીને થવો જોઈએ એ કારણે મીઠાનો કર ચાલુ રાખવામાં આવ્યો છે, આવો કશો અનુભવ દરેક હિંદીને થતો નથી; એ તો બીચારો એટલી વાત જાણે છે કે એને મીઠું રોજ ખાવાને જોઇએ છે છતાં તે અતિશય મોંઘું પડે છે. પણ દરેક જણને તંત્ર ચલાવવાના ખર્ચનો અનુભવ થવો જોઇએ એવા આ ખ્યાલમાં કશું રહસ્ય હોય—કશું જ રહસ્ય નથી એ હું જાણું છું છતાં હોય—તો તે તો સ્વરાજ ભોગવતી પ્રજાને લાગુ પડે સ્વરાજ ભોગવતી પ્રજા જે રાજકીય પગલાં લે તેનું આર્થિક પરિણામ તેણે ભોગવવું જોઈએ એમ કહી શકાય. . . . **પણ હીંદુસ્તાન જ્યાં એક નોકરશાહીનુ રાજ ચાલે છે ત્યાં મીઠાવેરાનો આ તાર્કીક બચાવ પણ થઈ શકતો નથી** જો હિંદના મીઠું વાપરનારને પોતાના દેશના રાજતંત્રના ખર્ચ વિષે પાકો નિર્ણય કરવા જેટલી બુદ્ધિ હોત તોપણ તે ખર્ચમાંથી એક દમડી ઓછો કરવા જેટલી તેને સત્તા નથી **આ મીઠાવેરો એ એક જોરજુલમથી લેવામાં આવતો ત્રાસદાયક વેરો છે અને જો લોકો એ સમજે તો તેમાંથી**

**અશાંતિજ પેદા થાય.** કેવળ નફો કરવાને માટે આવેલી કંપનીએ ગરીબ હિંદુસ્તાનની જે લૂંટ ચલાવી તે લૂંટમાંની હજી આ લુંટ કાયમ રહી છે. એ મીઠાવેરો કાયમ રાખવાને માટે જે દલીલો થાય છે તે દલીલમાં એક ભ્રમ રહેલો છે—તે ભ્રમ એ કે સ્વરાજ ભોગવતા કોઇ પાશ્ચાત્ય દેશની રાજબુદ્ધિ અને આપખુદ રાજાના અથવા નોકરશાહીના તંત્ર તળે રહેતા દેશની રાજબુદ્ધિ સરખી છે. અને એ ભ્રમ પણ રહેલો છે કે પ્રજાએ નીમેલી પોતાને જવાબદાર એવી ધારાસભાને તે પ્રજા ઉપર જે બોજા લાદવાનો અધિકાર છે તે જ બોજા નોકરશાહીને પણ લાદવાનો અધિકાર છે. જ્યારે ખરી વાત તો એ છે કે હિન્દુસ્તાનમાં મીઠાવેરો ભરનારાને તો બીચારાને હિન્દુસ્તાનના ખર્ચના સંબંધમાં એટલી જ ખબર છે જેટલી ચંદ્ર ઉપર રહેનારા કોઇ માણસને ખબર હોય, અને નોકરશાહીને તે બીચારાના લગ્નવરામાં થતા ખર્ચની કશી પડી નથી તેમ તેના મીઠાની કિંમતની પણ કશી પડી નથી." આ કર નાબૂદ થવાને માટે બ્રિટીશ વડા પ્રધાનની આ દલીલ કરતાં વધારે મજબૂત દલીલ બીજી કઈ હોઇ શકે?

પણ સ્વરાજ ભોગવતાં દેશમાં પણ આવો કર ખળભળાટ પેદા કર્યા વિના નહિ રહે, એ કર જ એવો ભૂંડો છે, 'અર્થશાસ્ત્રકોષ'નો એક લેખક એ વેરાની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે: "જીવનની જરૂરીયાતની વસ્તુ ઉપર આ કર પડે છે, અને ગરીબના ઉપર એનો બોજો ખાસ પડે છે, કારણ તેના નિર્વાહનાં જૂજ સાધન ઉપર એની અસર થાય છે. . . . . ગરીબ પ્રજા ઉપર આવો હેડિયાવેરો ભારે થઇ પડે અને ઘણીવાર એમાંથી ભારે અશાંતી પેદા થાય છે બ્રિટીશ વડા પ્રધાન મિ. મેકડોનલન્ડે પણ આ અશાંતીની વાત કરી કારણ એ અશાંતી કેવા પ્રકારની હોય છે એની તેમને ખબર હતી. તેઓ જાણુતા હતા કે આવા વેરાઓમાંથી ફ્રાન્સનો વિપ્લવ પેદા થયો હતો.

## બળવાનું પ્રથમ પ્રકરણ

એ રાજવિપ્લવના ઇતીહાસની જરાક ઝાંખી કરીએ. ત્યાંની પ્રજા જે અનેક કરોથી ત્રાસેલી હતી તેમાંનો એક કર હીંદુસ્તાનના જેટલી જંગલી રીતે ચાલતો મીઠાવેરો હતો. એ મીઠાવેરાનું વર્ણન ઇતિહાસના એક પ્રમાણભૂત પુસ્તકમાં આ પ્રમાણે આપ્યું છે સરકાર આ મીઠા ઉપરના ઇજારાનો બરોબર સખ્તીથી અમલ કરતી કેટલાકને એમાંથી છુટ હતી જુદાજુદા પ્રાંતમાં જુદોજુદો વેરો ચાલતો અને એક પ્રાંતમાં આઠ આના કીંમત તો બીજા પ્રાંતમાં પાંચ રુપીયા કિંમત એવું અંધેર ચાલતું હતું. આઠ વર્ષથી મોટો દરેક જણ અમુક મીઠું તો વાપરે જ એમ માની લેવામાં આવતું, અને તે મુજબ તેની ઉપર વેરો નાંખવામાં આવેલો હતો. આને લીધે દાણચોરી સારી પેઠે થતી. ૫૦,૦૦૦ લશ્કર અને ગુમાસ્તાઓ આ દાણચોરી અટકાવવાને માટે રાખવામાં આવતા. દરિયાનુ પાણી રાંધવા માટે અથવા મીઠું બનાવવા માટે વાપરવાની પણ મનાઈ હતી, મીઠાના અગર ઉપર ઢોર ચરાવવાની પણ મનાઇ હતી, અથવા ખારા પાણીના ઝરા આગળ પાણી પિવરાવવાની મનાઈ હતી મીઠાની અછતને લીધે માંસ અને પનીર સાચવી રાખવું મુશ્કેલ પડતું, અને ઢોરોના ઉછેરમાં પણ વાંધો આવતો. ૧૭૮૩માં ઘરોમાં ૪,૦૦૦ જપ્તી થઈ હતી; ૨,૫૦૦ પુરુષો, ૨,૦૦૦ સ્ત્રીઓ અને ૬,૬૦૦ બાળકોને મીઠાચોરીના ગુના માટે પકડવામાં આવ્યાં હતાં–વહાણો ઉપર કામ કરનારા ૬,૦૦૦ કેદીઓ-માંથી ૨,૦૦૦ મીઠાની દાણચોરીના ગુનેગારો હતા. મીઠાવેરામાંથી ૬ કરોડની આવક હતી, અને તે ઉઘરાવવાનો ખરચ લગભગ ૨ કરોડનો હતો. ”

આ ઉપરાંત બીજા આવાજ વેરાઓ હતા. એ વેરાઓ નાંખ-વામાં આમવર્ગનો કશો અવાજ નહોતો, એ અવાજ મેળવવાને માટે લોકોએ ખળભળાટ કર્યો. એ ખળભળાટ સહન કરવાને માટે સત્તા-

ધારી વર્ગ તૈયાર નહોતો, એટલે લોકોએ એની સામે બળવો કર્યો. એનું નામ ફ્રાન્સનો રાજવિપ્લવ. આમ આ બળવાનાં બીજ આ વેરામાં જ રહેલાં હતાં.

હિન્દુસ્તાનમાં સરકાર જે ઇજારો ભોગવે છે તે ઇજારો ફ્રાન્સના ૧૫૦ વર્ષ ઉપરના ઇજારાથી જરાય જુદો નથી, એની ત્રાસદાયકતા એટલી ને એટલી જ છે; માત્ર અહીં એટલી પકડાપકડી અને ઝડતી નથી લેવાતી, કારણ લોકો એ વેરાને વશ થઇ રહ્યા છે. ત્યાં એ વેરો ઉઘરાવવામાં લગભગ ૩૩ ટકા જેટલું ખર્ચ થતું હતું, અહીં ૧૯ ટકા થાય છે. ત્યાંના દાણચોરીના દાખલા જોતાં આ કાંઈ મોટો તફાવત ન લેખાય. પણ હવે આપણે જાગ્યા છીએ; એટલે કાં તો એવી પકડાપકડીનું પ્રમાણ ફ્રાન્સના કરતાં સેંકડો ગણું અહીં વધી જાય, અથવા તો એ વેરો રદ થાય—એ બે સિવાય ત્રીજું પરિણામ સંભવતું નથી. લોકો એની ત્રાસદાયકતા 'સમજ્યા' છે, અને વિપ્લવનું પ્રથમ પ્રકરણ એ વેરો રદ કરવાની લડતથી શરૂ થાય છે.

## ભયંકર બોજો શી રીતે?

માથાદીઠ વર્ષે માંડ ચારપાંચ આના જેટલો વેરો તે ભયંકર બોજો શી રીતે કહેવાય? એ પ્રશ્નના જવાબમાં આપણે આપણા નેતાઓનાં વચન ન ટાંકતાં બ્રિટિશ પ્રધાનોનાં જ વચન ટાંકશું. એક કાળે આ વેરો ભયંકર બોજો છે એમ એ પ્રધાનો માનતા, અને એમાં વધારો કરવાની દરખાસ્ત લાવતાં તેમને સંકોચ થતો અને તેઓ દિલગીરી પણ જાહેર કરતા. દાખલા તરીકે ૧૮૮૮માં અર્થમંત્રી સર જેમ્સ વેસ્ટલેંડે કહ્યું હતું: "અતિશય નાખુશીથી સરકારને મીઠાવેરા તરફ મહેસુલ માટે નજર કરવી પડે છે." એ જ સમયે લૉર્ડ ક્રોસ વિલાયતમાં હિંદ ખાતાના પ્રધાન હતા, તેમણે કહ્યું હતું: "મીઠા જેવી જરૂરિયાતની વસ્તુ ઉપર કર નાંખીને ગરીબમાં ગરીબ વર્ગ ઉપર કરનો બોજો વધારવો એ બહુ દુ:ખની વાત છે." અને ૧૮૯૦માં

સર જૉન ગોર્સ્ટ હિંદી પ્રધાનના સહાયક પ્રધાન હતા, તેમણે તો એટલે સુધી કહ્યું હતું: **“આ વેરો રદ થવો જ જોઇએ, અને નાણાંની સ્થિતિ ઠીક થાય કે એ રદ કરવામાં આવશે.”** પણ નાણાંની સ્થિતિ કદી ઠીક થઇ નહિ, લશ્કરી અને દીવાની ખર્ચના બોજા વધતા જ ગયા, અને પછીથી તો દુઃખ અને દિલગીરીની મોઢાની વાત પણ બંધ થઈ અને મીઠાવેરા સિવાય મહેસૂલ વધારવાનું એકે સાધન નથી એમ નિર્લજ્જપણે અર્થમંત્રીઓ કહેવા લાગ્યા! પણ એ લોકો કોઇ હિંદીની સરાસરી આવક ગણવા નહોતા ગયા. લૉર્ડ ક્રોમરે તો એની ગણતરી કરવાની તસ્દી લીધી હતી, અને વાર્ષિક ૨૭ રૂપિયાની આવક તેમણે ગણી હતી એટલે તેમણે કહેલું: “૨૭ રૂપિયામાં માણસ આખું વરસ કેવી રીતે નભતો હશે તે તો વિચાર કરો, અને એવા ગરીબ લોકોની ઉપર થોડા આનાનો વધારો તે બોજો થઈ પડે કે નહિ તેનો પણ વિચાર કરો.”

આજના વડા પ્રધાન મૅકડોનલ્ડે જ્યારે અગાઉ જેમાંથી ઉતારો આપ્યો છે તે પુસ્તક લખ્યું હતું ત્યારે તેઓ વડા પ્રધાન નહોતા, તે વેળા તો તેઓ એક હિંદપ્રેમી મજૂરપક્ષના નેતા હતા. તે વેળા તેમણે પોતાના પુસ્તકમાં ૧૯૧૩–૧૪માં આ વેરાની ઊપજમાં થયેલા ઘટાડા વિષે સંતોષ દાખવ્યો હતો, અને જણાવ્યું હતું: ‘એ ઘટાડો તો ઠીક છે, પણ એ કર સદંતર નાબૂદ થાય તો કેવું સારૂં.’ કારણ પણ એમના જ શબ્દોમાં અપાઇ ગયું છે. હજી એક વાક્ય વધુ ટાંકીશ: ‘એ કર માથાદીઠ ગમે તેટલો ઓછો હોય પણ હિંદી કુટુંબોની આવક જોતાં તેનો બોજો કાંઈ જેટલોતેટલો ન કહેવાય.’

ત્યારે હવે તો જે કરને ‘અશાંતિ’ના ઉત્પાદક તરીકે વડા પ્રધાને જ વર્ણવ્યો છે, જે નાબૂદ થવો જોઇએ એમ તેમણે પોકારીને કહ્યું છે છતાં રદ કરી શક્યા નથી, તે રદ કરાવવાનું બીડું જાગૃત થયેલી પ્રજાએ ઝડપવું રહ્યું.

## કાળા કાયદાની કલમો

એ મીઠું જેમણે ઝડપ્યું છે તેઓ મીઠાના કાળા કાયદાની થોડી કલમો પણ જાણી લે એ જરૂરનું છે. એ કલમોથી સમજી શકાય છે કે ફ્રાન્સનો રાજવિપ્લવ ઉત્પન્ન કરનાર મીઠાના ઇજારા કરતાં અહીંની સરકાર મીઠાનો જે ઇજારો ભોગવે છે તે જરાય ઓછો ભૂંડો નથી. દાખલા તરીકે મુંબઇ પ્રાંતના મીઠાના કાયદાની ૩૯મી કલમમાં ઠરાવ્યું છે કે મીઠાના અમલદારને નીચેની બધી વસ્તુઓ કરવાની સત્તા છે:

૧ જ્યાં ચોરીથી મીઠું બનતું હોય તેવી કોઇ પણ જગ્યામાં પ્રવેશ કરવાની સત્તા;

૨ એ પ્રવેશ સામે વિરોધ થાય તો બારણાં તોડવાનો અને એવી જમીન, મકાન કે વાડામાં દાખલ થવામાં નડતી બીજી ગમે તે અડચણ દૂર કરવાની સત્તા;

૩ ચોરીથી તૈયાર કરેલું મીઠું લઈ લેવાની અથવા નાશ કરવાની સત્તા;

૪ ચોરીનું મીઠું છે એમ લાગે એવી કોઇ પણ વસ્તુ પડેલી હોય અથવા લઈ જવામાં આવતી હોય તેનો કબજો લેવાની, તથા તે જેમાં હોય તે પોટલાં અથવા બીજાં સાધનોનો કબજો લેવાની, તથા એવું મીઠું લઇ જવાને માટે વપરાતાં, અથવા વપરાવાનાં હોય એવાં કોઈ પણ જાનવર, ગાડાં અથવા વાસણનો કબજો લેવાની સત્તા;

૫ આ અથવા એવા જ બીજા મીઠાના કાયદા પ્રમાણે ગુનો કર્યો છે એમ જે માણસ વિષે તેને માનવાનું કારણ હોય અથવા જેના કબજામાં ચોરીનું મીઠું મળી આવે એવા માણસને રોકવાની, ઝડતી લેવાની, અને પોતાને યોગ્ય લાગે તો, પકડવાની સત્તા. (મીઠાના અમલદારને લાગવું જોઇએ કે ફલાણા માણસે ગુનો કર્યો હશે, અથવા ફલાણું ગાડું કે બળદ ચોરીનું મીઠું ઉપાડવા માટે ઉપયોગમાં આવવાનાં છે, એટલે બસ થયું !)

## કઇ વસ્તુ જપ્ત થાય ?

ઉપર તો વસ્તુઓનો કબજો લેવાની વાત આવી. હવે એ વસ્તુ જપ્ત પણ કરી શકાય એમ ૫૦મી કલમમાં સ્પષ્ટ કર્યું છે:

ચોરીનું મીઠું, અને તે લઈ જવાને માટે વપરાતું દરેક વાસણ, જાનવર, અથવા ગાડું જપ્ત થઇ શકશે:

ચોરીનું મીઠું જે માલની સાથે મળી આવે. જે પોટકામાં અથવા બીજા કશામાં મળી આવે તે બધું જપ્ત થઈ શકશે;

આ કાયદાની વિરુદ્ધ પરવાના વિના મીઠું બનાવવાને માટે, ખોદવાને માટે, એકઠું કરવાને માટે અથવા ખસેડવાને માટે અથવા કુદરતી અથવા માટીમાં ભળેલું મીઠું ઉપયોગમાં લેવાને માટે વાપરવામાં આવતું દરેક સાધન. હથિયાર અથવા વાસણ જપ્ત થઈ શકશે.

## ફરીફરી થતા ગુના માટે વધતી જતી સજા

આ બધી કલમો મુંબઈના કાયદાની છે. એક મુખ્ય કાયદો આખા દેશને માટે છે, પણ તેની મુખ્યમુખ્ય કલમો પ્રાંતપ્રાંતના કાયદાઓમાં દાખલ કરવામાં આવી છે. એક વિશેષ કલમ મુખ્ય કાયદામાં વારંવાર ગુનો કરનાર માટે છે તે આપણા 'મીઠાચોરો'એ ખાસ ધ્યાનમાં રાખવાની છે. ઘણાનાં મનમાં એવો ડર હતો કે માત્ર છ જ માસની સજા મળશે. આ કલમથી તેમનો ડર દૂર થશે:

આ કાયદા પ્રમાણે અગાઉ ગુનો કર્યા પછી ફરી પાછો જે શખ્સ એવો જ ગુનો કરશે તેને પહેલા ગુના પ્રમાણે જેટલી સજા થતી હોય તેટલી ઉપરાંત બીજી ૭ માસની વધારે સજા થઈ શકશે, અને એવા તાજા થનારા દરેક ગુના માટે અગાઉ થઇ ગયેલી સજા વત્તા ૭ માસની સજા એમ સજા થઈ શકશે.

## બાયલા અમલદારોને સજા

વાચક, મથાળું જોઈને ભડકીશ મા ! આ લશ્કરી કાયદાની કલમો નથી, છતાં મીઠું એટલે સરકારની તિજોરી ( ભલેને પારકાંના ઉચાપત કરેલા નાણાંની તિજોરી ) એટલે તેની રક્ષા કરવાને માટે અમલદારોએ લશ્કરી અમલદાર જેવી ખબરદારી રાખવી જોઈએ, અને જો તેમ ન કરે તો તે બાયલામાં ખપે, અને તેના બાયલાપણા માટે સજા ઠરાવવામાં આવી છે. બાયલાપણું કોને કહેવું તે કાયદામાં લખેલું નથી; પણ જે કાયદાનો અંધેરી નગરીના જેવો અમલ છે, જેની અંદર ફ્રાન્સની જેમ આઠ વર્ષની ઉપરનાં જ નહિ પણ ધાવણાં બાળકથી માંડીને તે લૂલાંલંગડાં અને આંધળાં સ્ત્રીપુરુષો બધાં જ આવી જાય છે, તેનો અમલ કરવામાં વાપરવાની ખબરદારીનો અભાવ એ બાયલાપણું એ સહેજે સમજી શકાશે. એ બાયલાપણા માટે ૪૮, અ કલમમાં ૩ માસની સજા, અથવા અમલદારના ત્રણ માસના પગાર જેટલો દંડ અથવા બંને સજા ઠરાવવામાં આવી છે.

સત્યાગ્રહીઓનાં ટોળેટોળાં છચ્ચોક કાયદો તોડવાને માટે આવશે, ત્યાં આ અમલદારો બાયલાપણું બતાવે એવો ભય તો નથી જ. બારડોલીમાં કયા અમલદારે, સરકારની દૃષ્ટિએ, બાયલાપણું બતાવ્યું હતું ?

## છેલ્લો નમૂનો

**અમલદારો બાયલા ન જ બને એની ખાતરી આપવાને જાણે ‘ મીઠાખાતાના કલેક્ટર ’ મિ. સોરલીએ નીચે પ્રમાણે જાહેરખબર કાઢી છે અને શ્રી૦ વલ્લભભાઇ બે દિવસ બોરસદ ગયા છે તે પ્રસંગે એ જાહેરખબર વહેંચવાની પણ સરકારે પેરવી કરી છે. આ ખબર ઉપરનું લખાણ છાપખાને મોકલી દીધા પછી મને મળ્યા. અને**

શુક્રવારે રાતે તો સરદારની જેલજાત્રાની ખુશખબર પણ મળ્યા જાહેર-નામાની ભાષા જોડણી વગેરે જેમનાં તેમ કાયમ રાખ્યાં છે:

**મુંબઇ ઇલાકામાં મીઠાની જકાત ન આપવા સંબંધીની ધમકીના સંબંધમાં નીચે પ્રમાણેની સુચના લોકોની જાણ સારૂ કાઢવામાં આવે છે.**

**મીઠા ખાતાના કલેકટર સાહેબની નોટીસમાંથી ઉતારો**

**બીજો પેરો**—કોઇપણ જાતનું મીઠું જકાત ભર્યા સીવાય ગેર-કાયદેસર રીતે ખસેડવામાં આવેતો ગેરકાયદેસર મીઠું ગણાય છે. જ્યારે કોઇપણ માણસ તેને ખસેડે છે અગર તેના પોતાના હવાલામાં રાખે છે ત્યારે તે મુંબઈના સને ૧૮૯૦ ના મીઠાના કાયદા પ્રમાણે ગુનેગાર ઠરે છે અને તે ૫૦૦ રૂ૦ સુધી દંડ અથવા છો માસ સુધીની કેદની સજા અગર બંને સજાને પાત્ર થાય છે. આ ગુનો કુદરતી રીતે બનતા મીઠાને અગર કાયદેસર રીતે ખોલવામાં આવેલા અગરોને લાગુ પડે છે.

**ત્રીજો પેરો**—કોઇપણ માણસ જે મીઠાની જકાત આપતો નથી તે હીંદુસ્તાનના સને ૧૮૮૨ ના મીઠાના કાયદામાં જણાવ્યા પ્રમાણે ગુનેગાર થાય છે આ કાયદા પ્રમાણે હરકોઈ માણસ ઉસ્કેર-ણીથી અગર જાહેર ભાષણ અગર લખાણથી અગર બીજી કોઇ રીતે ઉપરનો ગુનોહ કરવાને ઉત્તેજન આપે છે તો ૫૦૦ રૂ૦ સુધી દંડ અથવા છો માસ સુધીની કેદ અગર બંને સજાઓને પ્રાત્ર થાય છે.

**પાંચમો પેરો**—ગુજરાત અને મુંબાઇ ઇલાકાને કીનારે કુદ-રતી રીતે પાકતું મીઠું ઘણું ખરૂં ખાવાને માટે નાલાયક છે અને તે મીઠા ખાતા તરફથી વારંવાર નાશ કરવામાં આવે છે. એ મીઠું ખા-વામાં આવે તો ખાનારની તંદુરસ્તીને નુકશાન થવા સંભવ છે.

ન્યુ કસ્ટમ હાઉસ મુંબાઇ — H. T. Sorley

તા૦ ૩ માર્ચ ૧૯૩૦ — મીઠા ખાતાના કલેટર

એટલે કલેકટર સાહેબ મીઠાના કાયદાથી પણ આગળ વધ્યા છે. વધે જ, કારણ એમને તો કાયદાના અક્ષરનો જ નહિ પણ આત્માનો અમલ કરવો રહ્યો અને આત્માનો અમલ કરવો હોય તો મીઠાના કાયદા પ્રમાણે ગુનો કરવાનું 'ઉશ્કેરણીથી અગર જાહેર ભાષણ અગર લખાણથી' જે ઉત્તેજન આપે છે તેને પણ તેમણે ગુનેગાર ઠરાવવા રહ્યા. એ ખુશખબર છે, કારણ ઘણા માણસો કિનારા સુધી પહોંચી શકે એવા સંજોગમાં ન હોય તે પણ આ ગુના મુજબ સજાને પાત્ર ઠરી શકે છે. આ તો ઘરબેઠાં ગંગા આવ્યા જેવું થયું.

'પાંચમો પેરો' નમૂનેદાર છે. સરકારને લોકોની તંદુરસ્તીની બહુ ચિંતા પડી છે એટલે એ 'પેરા' લખાયો છે, કે લોકો કિનારા ઉપર મીઠું પકવવા મંડી જશે અને તેમને સૌને પહોંચી ન વળાય એ ડરથી એ લખાયો છે, એ કહેવું બહુ મુશ્કેલ નથી.
પણ જો એ મીઠું નુકશાનકારક હોય તો એ પકવવું એ ગુનો શા માટે હોય, અને જો એ સાચે જ નુકશાનકારક હોય તો આજે પણ સેંકડો લોકો એ મીઠું ખાઇને જીવતા શી રીતે હશે?

પણ આ દલીલના દિવસો નથી. એવું નુકશાનકાનક, નકામું મીઠું પકવવું એ આ રાજ્યમાં ગુનો છે એટલું આપણે માટે બસ છે. એ મીઠું ખાવા સાથે આપણને કામ નથી, પણ એ ગુનો કરીને એ કાયદાને નાબૂદ કરી આપણું મીઠું આપણે પોતે ઉત્પન્ન કરી લેવાનો હક પ્રાપ્ત કરવાનો આપણો ધર્મ છે.

( નવજીવન ૯–૩–૩૦ ) મહાદેવ હરિભાઇ દેસાઈ



# મીઠાવેરો

છાપામાં અનેક ગપગોળા આવે છે તેવો એક ગપગોળો એ આવ્યો હતો કે સવિનય કાનૂનભંગ હું મીઠાવેરો ન આપીને શરૂ કરવાનો છું. એ ગોળો ઉડાડનારને બીચારાને ખબર નહોતી કે મીઠાવેરો એટલી બધી ચતુરાઈથી યોજવામાં આવ્યો છે કે સહેલાઇથી એ ન ભરવાનું બની શકે એમ નથી. છતાં એ ગપમાં એટલું સત્ય તો જરૂર હતું કે આ દુષ્ટ ઇજારાની ઉપર હુમલો કરવાની કોઈક રીતે હું વિચારી રહ્યો છું. ગમે તેમ હો, એ ગપગોળાને લીધે મને અનેક પરિચિત મિત્રોએ મીઠા વિષે અતિશય કીમતી માહિતી મોકલી છે, આમાં કેટલાંક પુસ્તકો પણ છે, અને તેમાં એસોસિયેટેડ ચેમ્બર્સ ઑફ કૉમર્સે બહાર પાડેલું મીઠા વિષેનું એક પુસ્તક ઉપયોગી છે. બંગાળામાં મીઠું બનાવવાના ઉદ્યોગનો નાશ કરાવી, નામની મજૂરીથી સારૂં મીઠું પકવી શકાય એવી એ ભૂમિમાં લિવરપૂલનું મીઠું વહાણો ભરીને ઠાલવવાની દુષ્ટ યુક્તિપ્રયુક્તિઓનું એમાં પ્રમાણભૂત વર્ણન અને ઈતિહાસ છે. એ ઈતિહાસથી સિદ્ધ થાય છે કે બ્રિટિશ રાજનો પગ આ દેશમાંથી ગયે જ છૂટકો છે.

હવા અને પાણી બાદ કરતાં મીઠાના જેવી જીવનની જરૂરિયાતની વસ્તુ બીજી એકે નથી. ગરીબોને મીઠા સિવાય બીજો કોઇ મરીમસાલો નથી. પશુઓ મીઠા વિના જીવી શકતાં નથી. અનેક રાસાયનિક પદાર્થોની બનાવટમાં મીઠાની બહુ જરૂર પડે છે. વળી મીઠું કિંમતી ખાતર પણ છે.

પાણી સિવાય મીઠા જેવી એક પણ વસ્તુ નથી કે જેના ઉપર વેરો નાંખીને સરકાર કરોડો ગરીબગુરબાં, લૂલાંલંગડાં અને બીમાર અને તેમનાં પશુ પાસેથી પણ કર ઉઘરાવી શકે. એટલે આ મી-

કાવેરો એ મનુષ્યની કુટિલ બુદ્ધિમાંથી નીકળેલો અતીવ નિર્દય હેડિયાવેરો છે. સરકારી પુસ્તકો મુજબ ૮૨ રતલના મણ મીઠાની ઓછામાં ઓછી કીમત ૧૦ પાઈ છે અને તેની ઉપર કર ૨૦ આના એટલે ૨૪૦ પાઇ છે. એટલે બનાવટની કિંમતના ૨૪ ગણા દામે મીઠું બજારમાં મળે છે. ગરીબને આ કેટલું ભારી પડે છે એની આપણને કલ્પના ન આવી શકે. જેમ કપાસ ઉગાડવાને તેમ આ અમાનુષી ઇજારો ચાલુ રાખવાને અર્થે મીઠું પકવવાનું સરકારે અમુક જ જગ્યાએ રાખ્યું છે. બીજે હજારો સ્થળે એ ઉત્પન્ન થઈ શકે પણ ત્યાં તે ઉત્પન્ન નથી કરવામાં આવતું, નથી કરવા દેવામાં આવતું. રેંટિયાનો ઇરાદાપૂર્વક નાશ કરવાનું અચૂક પરિણામ એ આવ્યું કે ઘેરઘેર કપાસ ઉગાડવાના ઉદ્યોગનો નાશ થયો. મીઠાના એકહથ્થુ ઇજારાનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે હજારો જગ્યાએ ગરીબ લોકો પોતાને માટે મીઠું બનાવી લેતા તે પરાણે બંધ પડ્યા. કોંકણથી એક ભાઇ મને લખે છે કે જો લોકોને છૂટ હોત તો દરિયાના વિશાળ કિનારા ઉપર ભરતીના જુવાળ રવી જાય તેમાંથી ઢગલો મીઠું ઉત્પન્ન કરી શકતા હોત; પણ તે દુઃખ સાથે જણાવે છે કે કુદરત કિનારા ઉપર મીઠું બનાવે છે કે લાગલા જ સરકારી અમલદારો તેને પાછું દરિયામાં પહોંચાડવા ચૂકતા નથી. છતાં એ ખબરપત્રી એમ પણ જણાવે છે કે જે લોકો આ પોલીસ અમલદારોની નજર ચૂકવી શકે છે તેઓ આ મીઠું ઉપાડી પણ જાય છે. ગુજરાતના કાર્યકર્તાઓ જણાવે છે કે ઘણી જગ્યાએ એટલું મીઠું પાડેલું છે કે જો મનાઇ ન હોય તો લોકો જેમ ધરતીમાંથી માટી ખોદી લાવે તેમ મીઠું ઓસવી લાવી શકે એમ છે. બંગાળને મીઠું બનાવવાની છૂટ હોત તો પોતાને જેટલું જોઈએ તેટલું મીઠું તે ઉત્પન્ન કરી શકે છે. પણ આજે તો બંગાળાનું બધું મીઠું પરદેશથી આવે છે.

મીઠાખાતાનો એક પેન્શનર અમલદાર નનામો કાગળ લખીને જણાવે છે:

"કાયદા પ્રમાણે મીઠું બનાવવું એટલે ખારા પાણીમાંથી અથવા ખારી માટીમાંથી અથવા ગમે તેવા પ્રવાહી કે કઠણ પદાર્થમાંથી મીઠું છૂટું પાડવું, અથવા મીઠાને ધોઈને સાફ કરવું.

ચોરીનું મીઠું એટલે વેરો ભર્યા વિનાનું મીઠું અથવા મીઠાવાળી માટી.

નીચેની કોઇ પણ ક્રિયા કે કૃત્ય કરવું એ ગુનો ગણાય છે, અને તેને માટે ૫૦૦ રૂપિયા સુધીનો દંડ અથવા ૬ માસની કેદ અથવા બંને સજા થાય છે:

૧. પરવાના વિના મીઠું બનાવવું, ઓસવી લેવું, અથવા એક સ્થાનેથી બીજે સ્થાને લઇ જવું;

૨. કુદરતી મીઠું અથવા ખારી માટી ખોદવી, ભેગી કરવી અથવા લઇ જવી;

૩. ચોરીનું મીઠું રાખવું અથવા વેચવું.

ખંભાતથી તે રત્નાગિરિ સુધીનો અરબી સમુદ્રનો આખો પશ્ચિમ કિનારો, કાઠિયાવાડનો આખો કિનારો અને સિંધનો દક્ષિણ કિનારો એ બધા કુદરતી મીઠાનાં કારખાનાં છે, અને કુદરતી મીઠું અને મીઠાવાળી માટી દરેક ખાડીમાંથી મળી આવે છે અને બનાવી શકાય છે. આખા કિનારા ઉપર સ્વયંસેવકોની એક ટુકડી મંડી પડે તો તેમને કુદરતી મીઠું અને મીઠાવાળી માટી એકઠી કરતા અટકાવવાને માટે પોલીસના અને કસ્ટમ ખાતાના બધા માણસો નકામા થઈ પડે. આ પ્રાંતના લોકો, અથવા ખાસ કરીને ઘરડાં સ્ત્રીપુરુષો, આગ્રહપૂર્વક માને છે કે કિનારા ઉપર પકવેલું દરિયાઇ મીઠું ખારાઘોડાના મીઠા કરતાં વધારે નરવું છે. અને સૌને સસ્તું મીઠું જોઇએ એમાં તો શંકા શી? આજકાલના બેકારીના દિવસોમાં દરિયાકાંઠાના ગરીબ લોકો આપોઆપ મીઠું બનાવવામાં જોડાશે.

સરકારી મીઠાના કારખાનામાંથી, જકાત ભર્યા વિના મીઠું લેવાનો પ્રયત્ન કરવો એ ચોરી અથવા લૂંટ કહેવાય, પહેલા નંબરનાં હિંસા

કહેવાય, અને જો કાયદાને ઊંચે મૂકીને કોઇ તેમ કરવાનો આગ્રહ ધરે તો તે ગોળીબારને પણ પાત્ર થાય."

ઉપરનો કાગળ જેમનો તેમ જ મેં આપ્યો છે. મીઠાનાં કારખાનાંનો કબજો લઈને મીઠું મેળવવા કરતાં વધારે સહેલાઇથી એ બનાવી શકાય છે ત્યારે હું લોકોને મીઠાના અગર અથવા ઢગલામાંથી મીઠું ઉપાડવાની સલાહ આપું એમ નથી. પણ પેલા મીઠાખાતાના અમલદારે એ કૃત્યને 'પહેલા નંબરની હિંસા' કહી છે તે હું માનતો નથી. અગરમાંથી મીઠું લઈ આવવું અને ચોરીથી મીઠું બનાવવું એ બંને કાયદા પ્રમાણે સખ્ત સજાને પાત્ર ગુના ગણાય છે. પરવાના વિના મીઠું બનાવવું એ પુણ્ય શા માટે અને સરકારી અગરમાંથી મીઠું લેવું એ પાપ શા માટે ગણાવું જોઇએ ? જો એ વેરો જ અન્યાયી હોય તો તે ઉપાડેલા મીઠાની કે બનાવેલા મીઠાની બન્ને બાબતમાં અન્યાયી ગણાવો જોઇએ. એક ચોર મારા ઘરમાંથી અનાજ ચોરી જાય અને તેમાંનું થોડું રાંધે તો કાચું અને રાંધેલું બંને અનાજ મને પાછું મળવું જોઇએ. હું સરકારે તૈયાર કરાવેલું અને કુદરતી મીઠું એ બેમાંથી એક લેવું સહેલું જોઉં અને અગરમાંથી મીઠું લેવાને બદલે જાતે બનાવી લેવાની સહેલી રીત પસંદ કરૂં તો તે મારી સગવડની ખાતર છે, પણ તેથી મીઠા ઉપરનો કર જે એક બાબતમાં અન્યાયી છે તે બીજી બાબતમાં ન્યાયી નથી ઠરતો. એટલે સમય આવ્યે સત્યાગ્રહીઓને મીઠાવેરા વિરુદ્ધ લડત અતિશય કાર્યસાધક રીતે ચલાવવાની પોતાની શક્તિ અજમાવવાની તક જરૂર મળવાની છે. ગુનો મીઠું અગરમાંથી લેનાર લોકોનો નથી, પણ સરકારનો તેનો કબજો લેવામાં છે. સરકાર લોકોનું મીઠું ચોરે છે, અને એ ચોરીની ચીજને માટે લોકોની પાસે ભારે વેરો લે છે. લોકોને પોતાની શક્તિનું પૂરું ભાન થશે ત્યારે જે વસ્તુ તેમની પોતાની છે તેનો કબજો મેળવી લેવાનો તેમને સંપૂર્ણ હક્ક રહેશે.

(યં. ઈ. માંથી) **મોહનદાસ કરમચંદ ગાંધી.**

સરફરોશીકી તમન્ના અબ હમારે દિલમેં હૈ,

... ... ...

સાઈ મોટ ત્તનેકી યહ હસરત દિલે બિસ્મિલ મેં હૈ.

... ... ... ...

# સ્વતંત્રતાને પંથે.

લાહોર મહાસભાના પૂર્ણ સ્વતંત્રતા'ના ઠરાવથી પૂજ્ય ગાંધીજીની સત્યાગ્રહની કુચ સુધીનો પૂરો ઇતિહાસ—

છપાય છે,

તુરતમાં જ બ્હાર પડશે.

લખો

**એસ૦ જે૦ શાહ.**

બુકસેલર્સ અને પબ્લીશર્સ

માદલપુર—**અમદાવાદ**